"પાપનો બોજો વહન કરવાને હું મજુર તો છું જ; જેનો જેટલો ભાર હોય તેટલો મારા માથાપર ચઢાવી દો, અને તમો સર્વે 'હરિ' બોલી હરિપ્રેમમાં ઉન્મત્ત થઇ પ્રેમના રાજ્ય તે વૃન્દાવનમાં જાઓ: હું દૂરથી તે જોઇ સુખી થઇશ".

પાગલ હરનાથ

# પાગલ હરનાથ

અર્થાત્

# શ્રીહરનાથજીની અપૂર્વ પત્રાવલી

દ્વિતીય ખંડ

"શ્રી હરનાથ સોસાયટી"
( સ્થપિત ૧૯૨૧ )

ઉપહાર-પત્ર

આ

# પાગલ હરનાથ

અર્થાત્

# શ્રીહરનાથજીના અપૂર્વ પત્રાવલી

નામક ગ્રન્થનો

**દ્વિતીય ખંડ**

શ્રીમતી/શ્રીમા

...........................................................................ને

...........................................................................તરફથી

પ્રીત્યુપહારરૂપે



આપવામાં આવ્યા છે.

તારીખ...................

પ્રકાશક:-
"શ્રી હરનાથ સોસાયટી"
"કૃષ્ણ કુંજ", રીજ રોડ,
મલબાર હીલ, મુંબઇ, વતી
જગમોહનદાસ ધરમદાસ શેઠ

મુદ્રક:-
જગન્નાથ પૂજાલાલ ઠક્કર
શ્રી આરીકા પ્રેસ,
"કલ્યાણદાસ બિલ્ડિંગ",
૨૨, ગોવાલિયા ટેન્ક રોડ,
મુંબઇ ૭.



શ્રીરાધાકૃષ્ણ યુગલ

(Copyright.)

ધી હરનાથ સોસાયટી ગ્રન્થમાલા—નં. ૮

# પાગલ હરનાથ

અર્થાત્

# શ્રીહરનાથજીની અપૂર્વ પત્રાવલી

(દ્વિતીય ખંડ)

અનુવાદક

જગમોહન કલ્યાણદાસ




ધી હરનાથ સોસાયટી

"કૃષ્ણ કુંજ", રીજ રોડ, મલબાર હીલ,

મુંબઈ



શ્રીઠાકુર શ્રીહરનાથજી                    શ્રીકુસુમ કુમારી દેવી

(Copyright)

હે પ્રેમસ્વરૂપ યુગલપ્રભો!

— પ્રભુપ્રેમની —

— મધુરિમાનું પાન કરાવનારા —

— આપનાજ પત્રોનો —

— આ દ્વિતીય સમૂહ —

— અંજલીરૂપે —



— આપનેજ —

— અર્પીએ છીએ —

معشوق کبریا کے تعشق مین دل ہے جناب کا
اشعار سے ٹپکتا ہے جوبن شباب کا
انسان و جن و حور و ملک کی ہے کیا مجال
اوصاف لکھہ سکین جو ہر نا ترتہ جناب کا
بندہ جگموہنداس کلیانداس

# નિવેદન

પરમ કૃપાલુ શ્રીઠાકુર શ્રીહરનાથજી મહારાજની અને એઓશ્રીથી અભિન્ન એવાં એમનાં દયાસ્વરૂપા ધર્મપત્ની શ્રીકુસુમકુમારી દેવીની માત્ર કૃપાથી જ, મુંબઇની ધી હરનાથ સોસાયટીને, "પાગલ હરનાથ અર્થાત્ શ્રીહરનાથજીની અપૂર્વ પત્રાવલી," નામક ગ્રન્થનો દ્વતીય ખંડ આજે પ્રકટ કરતાં અતિ આનંદ થાય છે.

શ્રીઠાકુરજી શ્રીહરનાથજી જગતભરમાં પાગલ હરનાથને નામે સુવિખ્યાત છે. એઓશ્રીએ લખેલા પત્રસમૂહના ગ્રન્થો પણ "પાગલ હરનાથ" એ જ નામે સુવિખ્યાત છે.

જેના કારણસલિલમાં જીવન–મરણની છાયા અનવરત ભાસમાન થતી રહેતી હોય છે એવા અને જે ક્વચિત્ ધીરે ધીરે તો ક્વચિત્ તીવ્રગતિમાન થઈ વહ્યા કરે છે એવા કલિકાલ પ્રવાહમાં ઘસડાઈ જતા પ્રાણીમાત્ર ઉપર દયા અને કરૂણાથી આક્રાન્ત થઈ, અનંત શાન્તિ અને અભયનાં દાન આપવા શ્રીઠાકુર શ્રીહરનાથજીનું અવતરણ થયું છે.

"સત્ય" કાંઇ અમુક દેશને માટે જ કે અમુક કાલને માટે જ હોઇ શકે નહિ. "સત્ય" તો સર્વદેશ અને સર્વકાલ માટે જ હોવું જોઇએ. આનું નામ જ "સનાતન" સત્ય. આવું સત્ય તે જ ખરો ધર્મ, તે જ "સનાતન" ધર્મ, તેજ "વિશ્વધર્મ". બાકી બધાં તો જાતીય ધર્મો, સંપ્રદાયો, મજહબો, વગેરે. આ "સનાતન" ધર્મનો કદિપણ નાશ થતો જ નથી; થાય છે માત્ર તેની "ગ્લાનિ"; અને કાલના

ગુણે કરી જ્યારે "સનાતન" સત્ય કે "સનાતન" ધર્મ ઉપર ગ્લાનિ છવાઈ જાય છે ત્યારે જ વિશ્વમાં ભિન્ન ભિન્ન સ્થળોએ અને ભિન્ન ભિન્ન જાતિઓમાં, ભિન્ન ભિન્ન કાલે, ભિન્ન ભિન્ન ધર્મો હસ્તિમાં આવે છે. પરંતુ આવા ધર્મો તે "સનાતન" ધર્મ તો નહિ જ. આવા ધર્મો તો જાતીય ધર્મો, સંપ્રદાયો, મજહબો, વગેરે હોય છે; અને આવા જાતીય ધર્મોમાં, સંપ્રદાયોમાં અને મજહબો વગેરેમાં દેશ અને કાલને લઇને તેમ જ પ્રસંગોચિત જેમ જેમ વધારા, ઘટાડા, સુધારા, ફેરફારો, વગેરે કરવામાં આવે છે અથવા થતા જાય છે તેમ તેમ આવા જાતીય ધર્મોમાં, સંપ્રદાયોમાં અને મજહબો વગેરેમાં રહેલું મૂળ "સનાતન" સત્ય વધુ ને વધુ ઢંકાતું જાય છે અને તેને બદલે અસત્યનો–અધર્મનો–"અભ્યુત્થાન" થાય છે. અને માત્ર આમ થવાને કારણે જ જગત્માં ધર્મના નામથી-ધર્મના બહાના હેઠળ–મારામારી, ઝઘડા, યુદ્ધો વગેરે થાય છે અને શાન્તિને સ્થાને અશાન્તિ પ્રવર્તે છે. મતલબ કે "સનાતન" ધર્મ એટલે કે "વિશ્વધર્મ" ભૂલી જવાથી જ જગત્માં અશાન્તિ અને તેની પાછળ દુઃખ આવે છે.

આ "સનાતન" સત્ય તે પ્રભુનું પ્રેમસ્વરૂપ અને-તેની પ્રાપ્તિ કરવાનો માત્ર એક જ ઉપાય–પ્રભુનું નામ છે.

શ્રીઠાકુરજી સ્વયમ્ કહે છે, "કૃષ્ણનામ કદાચ પણ ભૂલતા નહિ. ખાતાં, સૂતાં, નાચતાં, ગાતાં નામ–સ્મરણ કરતા રહેજો અને નિજ–જનને પણ સ્મરણ કરાવજો. નામ ઉપર નિર્ભર થઇ, બદ્ધ જીવ મુક્ત થઇને, જેમનું તે નામ છે તેમને અવશ્ય મેળવશે એમાં કાંઇપણ સંદેહ

નથી. યોગ, તપસ્યા, ઇત્યાદિમાં ડગલે ડગલે પગ સરકી જવાનો ભય રહ્યો છે. આ જ કારણથી આમાં ફલાફલ અનિર્દિષ્ટ—અચોક્કસ—છે. પરંતુ નામનો આશ્રય કર્યાથી કોઇપણ જાતના ભયનું કારણ જ નથી. બીજા માર્ગોમાં નાત—જાતનું પાર્થક્ય રહેલું છે. યોગના માર્ગમાં હિન્દુ, મુસલમાન, ક્રિશ્ચિયન, ઇત્યાદિ મધ્યે કેટલું બધું પાર્થક્ય રહેલું છે; પરંતુ નામના માર્ગમાં બધી જ એકતા છે, સર્વત્ર જ સમતા છે. હિન્દુ, મુસલમાન, ક્રિશ્ચિયન, ઇત્યાદિ સર્વે જ પોતપોતાની માળા લઇને તે જ દયામયનું જુદી જુદી ભાષાઓમાં નામ લે છે. માટે કહું છું, કે આવો નિત્ય, શુદ્ધ અને સર્વવાદસંમત માર્ગ બીજો કોઇએ નથી. તેથી કરીને સર્વ કાંઇ ભૂલીને પ્રાણના આનંદથી નામમાં ડૂબ્યા રહો." (જુઓ પત્રાંક ૧૫.).

શ્રીઠાકુરજીના અવતરણની અનેક વિશિષ્ટતાઓમાંની એક, એઓશ્રીની નામ—માહાત્મ્યની આ "સર્વવાદસંમત" અને અપૂર્વ "સનાતન" શિક્ષા છે. આ "સનાતન" અને "વિશ્વમાન્ય" શિક્ષાને લઇને જ વિદેશીઓ તથા અન્ય ધર્માવલંબીઓ શ્રીઠાકુરજીને પ્રભુ તરફથી પયગામ લાવનાર પયગમ્બર (Prophet) તરીકે માને છે.

શ્રીઠાકુરજીએ ભિન્ન ભિન્ન સ્થળે વસતા ભિન્ન ભિન્ન જાતિના અને ધર્મોના જીજ્ઞાસુઓને તેમ જ પોતાના ભકતો અને સંબંધીઓને તથા અન્ય જનોને આ "અપૂર્વ" પત્રો લખીને, જીવનું પોતાનું શ્રેયસ્ (અને નહિ કે પ્રેયસ્) શેમાં સમાયલું છે તે સમજાવી, તેઓને પ્રભુ—પ્રેમ—દાન તથા પ્રભુ—નામ—દાન આપી તેઓના જીવન—યાત્રા—

પથમાંથી માયાનો તાપ દૂર કરી તેઓની જીવન-યાત્રામાં શાન્તિની શિતલતા આણી છે.

ઇશ્વર-તત્વ, સૃષ્ટિ-રહસ્ય, જન્મ-મરણ, માયા, વગેરે શું છે ?, આપણે કોણ છીએ ?, આપણું કર્ત્તવ્ય શું છે ?, ઇત્યાદિ વિષયોએ તો પુરાતન કાલથી માંડીને આજ દિન સુધી ભરતખંડના તેમ જ પાશ્ચાત્ય તત્ત્વવેત્તાઓને મૂંઝવી નાખ્યા છે. પરંતુ હાલના સમયમાં આ સર્વે વિષયો વિષેના ધાર્મિક કે આધ્યાત્મિક ગ્રન્થો વાંચવાનો કે સમજવાનો અવકાશ જ કયાં છે ? આ સર્વે ગૂઢ અને રહસ્યાત્મક વિષયો વિષે વિચારણા કરવાનો અવસર જ ક્યાં છે ?

પરંતુ કૃપા અને કરુણા નિધાન શ્રીઠાકુરજીએ તો શ્રુતિ, સ્મૃતિ, પુરાણ, ઇત્યાદિ સર્વે શાસ્ત્રોનો નિચોડ કાઢી પોતાના આ "અપૂર્વ" પત્રોદ્વારા આ સર્વે પ્રશ્નોના સરલમાં સરલ અને સાદામાં સાદા ઉત્તરો આપીને આપણી મુંઝવણો દૂર કરી આપણને અજાનિતરૂપે કૃષ્ણ-પ્રેમ-દાન અને કૃષ્ણ-નામ-દાન આપી આપણાં જીવનો સાર્થક કરી આપ્યાં છે.

શ્રીઠાકુરજીની આ "અપૂર્વ પત્રાવલી"ના ગ્રન્થો, મૂલ બંગાલી ભાષામાં, ઘણાં વર્ષો પૂર્વે ચાર ખંડોમાં પ્રકટ થયા હતા. પ્રથમ અને દ્વિતીય ખંડોના અંગ્રેજી તથા મરાઠી ભાષાઓમાં અનુવાદો પણ થઇ ચૂક્યા છે અને અંગ્રેજી અનુવાદની અનેક આવૃત્તિઓ પણ થઈ ચૂકી છે. મરાઠી અનુવાદ તો અમારી ધી હરનાથ સોસાયટીએ જ પ્રકટ કર્યો છે. આ ગ્રન્થોનું નામ "પાગલ હરનાથ અર્થાત્

શ્રીહરનાથજીની અપૂર્વ પત્રાવલી" એવું રાખવામાં આવ્યું છે પરંતુ અમોએ આ નિવેદનની શરૂઆતમાં જણાવ્યું છે તેમ આ ગ્રન્થો તો "પાગલ હરનાથ" એવા નામથી જ સુવિખ્યાત છે.

આ "પાગલ હરનાથ અર્થાત્ શ્રીહરકનાથજીની અપૂર્વ પત્રાવલી"ના ચારે ખંડોમાંથી શ્રીઠાકુરજીએ પોતાનાં ધર્મપત્ની શ્રીકુસુમકુમારી દેવીને લખેલા સર્વે પત્રો ઉદ્ધૃત કરી તેનો, અમારા વડીલ ભાઈ શ્રીજગમોહનદાસે કરેલો, ગુજરાતી અનુવાદ, એક ખાસ સ્વતંત્ર પુસ્તકરૂપે, નામે "શ્રીઠાકુર હરનાથના પત્રો, પોતાનાં પત્ની શ્રીકુસુમકુમારી દેવી પ્રતિ," ગત સંવત્ ૧૯૯૮ની કાર્તિક શુકલ પ્રતિપદાને દિવસે અમારી ધી હરનાથ સોસાયટીએ જ પ્રકટ કર્યો હતો.

તે જ પ્રમાણે "પાગલ હરનાથ અર્થાત્ શ્રીહરનાથજીની અપૂર્વ પત્રાવલી," ખંડ ૧, જે બંગાલી ગ્રન્થ નામે "પાગલ હરનાથ અર્થાત્ શ્રીહરનાથેર અપૂર્વ પત્રાવલી"ના ખંડ ૧ નો, અમારા વડીલ ભાઈ શ્રીજગમોહનદાસે જ કરેલો, ગુજરાતી અનુવાદ છે, તે પણ અમારી ધી હરનાથ સોસાયટીએ જ ગત સંવત્ ૧૯૯૮ની શ્રીવિજયાદશમીને દિવસે પ્રકટ કર્યો હતો.

અત્રે અમોને જણાવતાં અતિ આનંદ થાય છે કે શ્રીઠાકુરજીએ પોતાનાં ધર્મપત્ની શ્રીકુસુમકુમારી દેવીને લખેલા સર્વે પત્રોનું ઉપરોક્ત ખાસ સ્વતંત્ર પુસ્તક "શ્રીઠાકુર હરનાથના પત્રો, પોતાનાં પત્ની શ્રીકુસુમકુમારી દેવી પ્રતિ"ની પ્રથમ સંસ્કરણની સઘળી પ્રતો, મુદ્રણાલય-

માંથી આવ્યા પછી માત્ર દોઢ માસમાં જ ખપી ગઇ હતી.

તે જ પ્રમાણે ઉપરોક્ત "પાગલ હરનાથ અર્થાત્ શ્રીહરનાથજીની અપૂર્વ પત્રાવલી"ના ખંડ ૧ ના પ્રથમ સંસ્કરણની સઘળી પ્રતો મુદ્રણાલયમાંથી આવ્યા પછી માત્ર બે માસમાં જ ખપી ગઈ હતી અને મહાગુજરાતના વાંચકવૃન્દના માત્ર અતિ આગ્રહથી જ અમોને ઉપરોક્ત ખંડ ૧ નું દ્વિતીય સંસ્કરણ છપાવવાની ફરજ પડી હતી અને અમોને જણાવતાં વધુ આનંદ થાય છે કે આ દ્વિતીય સંસ્કરણની પણ સઘળી પ્રતો મુદ્રણાલયમાંથી આવ્યા પછી માત્ર ટુંક સમયમાં જ ખપી ગઇ હતી.

ઉપર જણાવેલી બીનાઓ મહાગુજરાતના વાંચકવૃન્દની ધાર્મિક ભાવનાઓનો અચૂક પુરાવો છે અને અમે એ ભાવનાઓને વધુ પુષ્ટિ આપવા માટે ઉપરોક્ત બંને ગ્રન્થોનાં વધુ સંસ્કરણો જરૂર બહાર પાડત પરંતુ હાલના સમયમાં કાગળની અને બીજી અનેક મુશ્કેલીઓને અંગે કરી ઉપરોક્ત બંને ગ્રન્થોનાં વધુ સંસ્કરણો બહાર પાડવા કરતાં, શ્રીઠાકુરજીની "અપૂર્વ પત્રાવલી" ના દ્વિતીય ખંડનો, અમારા વડીલ ભાઇ શ્રીજગમોહનદાસે કરેલો, આ ગુજરાતી અનુવાદ પ્રકટ કરવા યોગ્ય ધાર્યું. શ્રીઠાકુરજીની "અપૂર્વ પત્રાવલી"ના દ્વિતીય ખંડના આ ગુજરાતી અનુવાદમાં શ્રીઠાકુરજીએ પોતાનાં પત્ની શ્રીકુસુમકુમારી દેવીને લખેલા પત્રોનો સમાવેશ થતો નથી, કારણ કે ઉપર જણાવ્યા પ્રમાણે શ્રીઠાકુરજીએ શ્રીમાતા ઠાકુરાણીને લખેલા સર્વે પત્રો તો એક ખાસ સ્વતંત્ર પુસ્તક રૂપે, નામે "શ્રીઠાકુર હરનાથના પત્રો, પોતાનાં પત્ની શ્રીકુસુમ-

કુમારી દેવી પ્રતિ," અમારી ધી હરનાથ સોસાયટી બહાર પાડી ચૂકી છે.

અમો આશા રાખીએ છીએ કે મહાગુજરાતનાં ધર્મસંસ્કારી નરનારીઓ અમારા આ નવીન ગ્રન્થ, નામે "પાગલ હરનાથ અર્થાત્ શ્રીહરનાથજીની અપૂર્વ પત્રાવલી", ખંડ ૨ ને પૂર્વવત્ જ સપ્રેમ વધાવી લેશે અને અમારી ખાત્રી છે કે આ ગ્રન્થ તેઓને ભગવત્પ્રેમપ્રાપ્તિમાં અદ્વિતીય સહાય થઈ પડશે.

હવે અમો અમારું આ નિવેદન સમાપ્ત કરીએ તે પૂર્વે અમારા વડીલ ભાઈ શ્રી જગમોહનદાસ કલ્યાણદાસે કરેલા આ ગુજરાતી અનુવાદ વિષે, અત્રે બે બોલ કહેવા ઉચિત ધારીએ છીએ તેમ જ અમારી ફરજ પણ સમજીએ છીએ. બંગાલી ભાષાના વિશિષ્ટ ભાવો અને તેમાં ખસુસ કરી શ્રીઠાકુરજીની મૂલ બંગાલી ભાષાના આછા આછા ભાવો તથા ભાવોની વિવિધ અને સૂક્ષ્મ છાયાઓ સંપૂર્ણ રૂપે આ અનુવાદમાં લાવવા ભાઈ શ્રીજગમોહનદાસ સફલ નીવડયા છે તેને માટે અમો ભાઈ શ્રીજગમોહનદાસને ધન્યવાદ આપીએ છીએ. અમારી સંપૂર્ણ ખાત્રી છે કે ગુર્જર ધર્મ-સાહિત્યમાં ભાઈ શ્રીજગમોહનદાસના અનુવાદ ગ્રન્થો ઉચ્ચ કોટીમાં ગણાઈ, મહાગુજરાતનાં નરનારી વાંચકવૃન્દને અતિપ્રિય અને માન્ય થઈ પડશે જ.

છેવટમાં, ભાઈ શ્રીજગમોહનદાસે જેવી રીતે "શ્રીઠાકુર હરનાથના પત્રો, પોતાનાં પત્ની શ્રીકુસુમકુમારી દેવી પ્રતિ" નામક ગ્રન્થ તથા "પાગલ હરનાથ અર્થાત્ શ્રીહરનાથજીની અપૂર્વ પત્રાવલી," ખંડ ૧, નામક ગ્રન્થ પ્રકટ કરવા

અમારી "સોસાયટી"ને અનુમતી આપી હતી તેવી જ રીતે "પાગલ હરનાથ અર્થાત્ શ્રીહરનાથજીની અપૂર્વ પત્રાવલી," ખંડ ૨, નામક આ અનુવાદ-ગ્રન્થ પણ પ્રકટ કરવા અમારી "સોસાયટી"ને અનુમતિ આપી છે અને મજકુર અનુવાદ-ગ્રન્થના સંબંધમાં પોતાના સર્વે હક્કો અમારી ધી હરનાથ સોસાયટીને સોંપી દીધા છે, તેને માટે અમો ભાઈ શ્રીજગમોહનદાસ પ્રતિ અમારી કૃતજ્ઞતા અત્રે પ્રદર્શિત કરીએ છીએ.

અંતિમમાં શ્રીઠાકુર શ્રીહરનાથજીને તથા એઓશ્રીથી અભિન્ન એવાં એમનાં ધર્મપત્ની શ્રીકુસુમકુમારી દેવીને અમો એટલી જ પ્રાર્થના કરીએ છીએ કે આ "પાગલ હરનાથ અર્થાત્ શ્રીહરનાથજીની અપૂર્વ પત્રાવલી," ખંડ ૨, નામક ગુજરાતી અનુવાદ-ગ્રન્થ, મહાગુજરાતના ધર્મ-સંસ્કારી નરનારીઓની ભગવત્પ્રેમપિપાસાની પરિતૃપ્તિ કરવા સફલ થાઓ !

મુંબઈ,
શ્રીહરનાથાભિન્ન
શ્રીકુસુમકુમારી દેવી
જન્મદિન,
તા. ૧૫-૧૨-૪૪.
શ્રીહરનાથાબ્દ ૮૦.

**ધી બૉર્ડ ઑફ કન્ટ્રોલ,**
**"ધી હરનાથ સોસાયટી,"**
**મુંબઈ.**

૨૫૦૯૩

श्रीराधाकृष्णाभ्यां नमः।

# પાગલ હરનાથ

અર્થાત્

## શ્રીહરનાથજીની અપૂર્વ પત્રાવલી

—(૦)—

### દ્વિતીય ખંડ

—૦—

### પત્રાંક ૧

**બાબા પૂર્ણ!—(પૂર્ણચંદ્ર ચટ્ટોપાધ્યાય)**

તમારા પત્રે મને ઘણો જ આનન્દ આપ્યો છે. બાબા, આ જગતમાં બધા જ દેવાદાર છે. પરંતુ કોઈનું દેવું ઓછું તો કોઈનું વળી વધારે છે—આ જ માત્ર પ્રભેદ છે. કરેલાં કર્મોનું ખરેખરું પ્રાયશ્ચિત્ત પશ્ચાત્તાપ જ છે. પરંતુ આટલું તો ઠીક ધ્યાનમાં રાખજે, કે એક વારના પશ્ચાત્તાપ પછી બીજી વાર પશ્ચાત્તાપ થઈ શકતો નથી. ત્યારે તો કર્મને વિષે અભ્યાસ થઈ પડે છે. માટે પશ્ચાત્તાપની સાથે સાથે જ તે કર્મનો પણ હંમેશને માટે ત્યાગ કરવાનો પ્રયત્ન કરવો ઉચિત છે. બાબારે! અસત્સંગમાં પડ્યાથી ઇચ્છા ન હોવા છતાંએ કેટલાંએ અન્યાય કર્મો કરવાં પડે છે. માટે કહું છું, કે અસત્સંગનો હંમેશને માટે ત્યાગ કરવો જોઈએ. સત્સંગને માટે હંમેશ પ્રાર્થના કરજે. જે દ્રવ્યને વિષે ઇચ્છા કરી શકાય છે તે કદિ પણ દુષ્પ્રાપ્ય

હોતું નથી. માટે કહું છું, કે મળે વા ન મળે, છતાંએ સત્સંગની અભિલાષા સદાએ રાખજો અને તમે જોશો કે નિશ્ચય જ તે ઇચ્છામય કૃષ્ણ તમારી ઇચ્છા પૂર્ણ કરી આપશે. તે વેળાએ એક પલકમાં તમો રાજ્યચક્રવર્તી થઇ પડશો અને ચિરદિનને માટે કૃતાર્થ થશો. આટલું તો સત્ય જ જાણજો કે જે લાભ કૃષ્ણસંગમાં પણ દુર્લભ છે, સાધુસંગમાં તે અતીવ સુલભ છે. સાધુપુરુષોને આ માન કૃષ્ણે જ આપ્યું છે. સાધુપુરુષોએ પોતાનું સર્વસ્વ કૃષ્ણપાદપદ્મમાં સોંપી દીધું છે. માટે જ કૃષ્ણે પણ તેઓનું આટલું માન વધાર્યું છે. માટે કહું છું, કે સાધુસંગ અને સાધુસેવાને જીવનનું પ્રધાન ઉદ્દેશ્ય કરી રાખજો. પાસે પૈસો ન હોય તો મધુર કથાદ્વારા અને નિજ શરીરદ્વારા, જ્યાં સુધી બને ત્યાં સુધી, બીજાનું ભલું કરવાનો પ્રયત્ન કરજો. આ વિષયમાં ભ્રમવશ થઇને કોઇને પણ કષ્ટ દેવાનો પ્રયત્ન અથવા તો સંકલ્પ પણ કરતા નહિ. અસત્–વિચારને હંમેશને માટે હૃદયમાંથી દૂર કરવાનો પ્રયત્ન કરજો. નીચ કર્મ કરતાં નીચ વિચારની શક્તિ વધારે છે. આટલા માટે જ હઠયોગ કરતાં રાજયોગ વધારે પ્રશંસનીય છે. એકને કર્મ કહી શકાય અને બીજાને વિચાર કહી શકાય. વિચારની એટલી બધી શક્તિ છે, કે જે વસ્તુ અસ્તિત્વમાં નથી તેને અસ્તિત્વમાં લાવી શકે છે, અદૃશ્ય વસ્તુને દેખાડી આપે છે અને વળી અન્ધરને ધરી શકે છે. માટે કહું છું, કે તમે તમારા વિચારોને હંમેશ શુદ્ધ રાખતા

રહેજો. વિચારો શુદ્ધ થયેથી જ ઘોર અંધકારવાળા ઓરડામાં વિદ્યુતનો પ્રકાશ ઝળઝળી ઊઠશે, તે વેળાએ બીજું કશુંએ અજાનિત રહેશે નહિ, નખદર્પણવત્ સર્વ કાંઇ જોઇ તેમજ સમજી શકાશે. તે વેળાએ પૂર્ણાનંદ મેળવી ચરિતાર્થ થવાશે. પિતામાતાની સાક્ષાત્ ઇશ્વરજ્ઞાને પૂજા કરવી જોઇએ અને તેમ કર્યાથી જ તે દયામય હરિની દયા મળી શકે છે. જે વ્યક્તિ નિજનાં જન્મદાતા માબાપનું જતન કરી જાણતી નથી તે વ્યકિત કેવી રીતે ઇશ્વર સાથે માબાપનો સંબંધ બાંધી તેમની સેવા કરવા શક્તિવાન્ થાય ? તમે તો જાણો છો, બાબા, કે "Charity begins at home." એ જ પ્રમાણે સર્વ કાંઇ "begins at home." આ ક્ષણે આ વિષયમાં મન નહિ લગાડશો તો હંમેશને માટે negligent student ની માફક તમને ખોટી જોડણીઓ કરવાની ટેવ પડી જશે. માટે કહું છું, કે પ્રથમ પાઠ તો બહુ જ મન લગાડીને કરવાનો પ્રયત્ન કરવો ઉચિત છે. માબાપની સેવા એ આપણો પ્રથમ પાઠ છે. આમાં જો મન ન લગાડયું તો હંમેશને માટે Careless રહી જવાશે અને એક વાર તેમ થયું તો છેવટની પરીક્ષામાં ઉત્તીર્ણ થવામાં મોટી મુશ્કેલી આવી ઊભી રહેશે. પિતામાતાને મનુષ્યદેહમાં સાક્ષાત્ ઇશ્વર સમજી તેમની સેવા અને ભક્તિ કરજો. જો કોઇ ચર્મચક્ષુથી ઇશ્વરને in flesh and blood જોવા ચાહે તો તેઓએ પોતાનાં માતાપિતાને જોવાં. જે પ્રમાણે Entrance examination માં પાસ

થયા વગર graduate થવાની ઇચ્છા રાખી શકાય નહિ તે જ પ્રમાણે આ પિતામાતાની સેવારૂપ Entrance પરીક્ષા આપ્યા વગર College માં દાખલ થવાની ઇચ્છા રાખવી તે તો ગાંડા માણસનું જ કર્મ ગણાય. માબાપ જે પ્રમાણે પૂજાનું ધન છે તે જ પ્રમાણે સ્ત્રી પણ આદર અને પ્રેમનું ધન છે. સ્ત્રીને સામાન્ય એક ખેલાની સંગિની ગણી આપણી માફક ઠગાઈ જવાનો પ્રયત્ન કોઈ ન કરે! અનેક કર્મો કરવામાં આપણી શક્તિ નથી માટે જ તેમનું સાહાય્ય લઇ આપણે સશક્તિ (શક્તિમાન્) થઇને આ જગત્‌માં કાર્યો કરી શકીએ છીએ માટે જ તેમનું નામ શક્તિ. તેઓ ધર્મમાં અને કર્મમાં સહાયતા કરે છે માટે જ તેમનું નામ સહધર્મિણી છે. અને વળી સંતાનને ગર્ભમાં ધારણ કરે છે માટે જ તેમનું નામ જાયા છે. માટે કહું છું, કે ધર્મ, અર્થ, કામ અને મોક્ષ, એ સર્વે અવસ્થાઓમાં સ્ત્રી આપણી પ્રધાન સહાય છે. આપણે જો નરકમાં જવાની ઇચ્છા કરીએ તો તેઓ જ લઈ જશે અને વળી સ્વર્ગનો માર્ગ પણ તેઓ જ દેખાડી આપે છે, વૈરાગ્ય અને મોક્ષનો માર્ગ પણ તેઓ જ દાખવી શકે છે. આ કારણથી તેઓની અવમાનના કરવાની ઇચ્છા કદિ પણ કરવી નહિ. જગતની સર્વે જ સ્ત્રીઓને યથાયોગ્ય માન આપવાનું ભૂલતા નહિ. રાજકર્મચારીઓ માફક તેઓમાંના કોઈ પકડે છે, કોઇ ફાંસીનો તો કોઇ છોડવાનો હુકમ આપે છે; જે, જે કરવા આવ્યાં છે તે કર્યાં જાય છે.

## અપૂર્વ પત્રાવળી

જેઓ નરકે જવાની ઇચ્છા કરે છે, અતિ આનંદે તેઓને લઇ જવાને માટે કોઇ વેશ્યા, તો કોઇ રાક્ષસી, તો વળી કોઇ પિશાચીરૂપ ધારણ કરી વિચરણ કરે છે. અને તેઓ જ વળી નિજ રક્ત આપી આપણું પોષણ કરે છે. તેઓ જ આનંદથી મોક્ષપથ દેખાડી દે છે. માટે કહું છું, કે સ્ત્રી ગમે તે હો, તેઓની અવમાનના કરતા નહિ. તેઓ જ આપણા જવા આવવાના માર્ગમાં ઊભાં રહીને આપણને આપણા ઇચ્છિત સ્થાનમાં લઇ જાય છે. તેઓ સર્વ જાતના ખેલ જાણે છે. આ કારણને લીધે તેઓ સાથે ઊંધો ખેલ ખેલવા જતા નહિ. કૃષ્ણ કૃપાથી તમે લોકો આનંદમાં રહેથી જ મને પણ આનંદ છે. કૃષ્ણ–નામ ભૂલતા નહિ, આ જ મૂલ–મન્ત્ર છે. કૃષ્ણ–નામ કરતાં બીજો મંત્ર છે જ નહિ. શયનમાં તેમ જ સ્વપ્નમાં પણ આ મંત્ર ભૂલતા નહિ. નામ લેતી વેળાએ પવિત્રતા અપવિત્રતાનો વિચાર કરતા નહિ. નામ નિત્ય શુદ્ધ છે. નામ લેતાં વેંત જ સર્વ પ્રકારની અપવિત્રતા દૂર પલાયન કરી જાય છે.

તમારા લોકોનો

હર

## પત્રાંક ૨

**પ્રિય હેમદાદા !—( શ્રીહેમચંદ્ર ઘોષ )**

ઘણે વખતે આપનો પત્ર મળ્યો. આપલોકો શ્રીધામ વૃન્દાવન દર્શન કરી પવિત્ર થયા છો સાંભળી હું બહુ જ આનંદિત થયો છું. હું ઘણો હતભાગી છું, માટે જ તો મારા ભાગ્યમાં વૃન્દાવન દર્શન ઘડાયું નહિ. હવે જો ચિરજીવન આનંદમાં વ્યતીત કરવું હોય તો તે વ્રજરાજના મધુર નામનો આશ્રય કરો. કૃષ્ણ—નામ કરતાં મધુર નામ જગતમાં બીજું છે જ નહિ. નામ જ સર્વ શક્તિનો પ્રધાન આધાર છે. નામ ભૂલતા નહિ. જગતમાં આવીને તુચ્છ આનંદમાં તો જીવન અનેક દિવસ વ્યતીત કર્યું છે. હવે વધુ શાને માટે ? એ સર્વનો ત્યાગ કરી કેવલ શુદ્ધ સત્ય કૃષ્ણ-નામનો આશ્રય કરીને પરજીવનને માટે પ્રસ્તુત થવું એ જ કર્ત્તવ્ય છે. આ જીવન જ આપણું શેષ જીવન નથી. વળી પાછું પણ છે જ. માટે કહું છું, કે વધુવાર ભ્રમમાં ડૂબ્યા રહી પરકાલ નષ્ટ કરતા નહિ. શરીર ક્રમે ક્રમે દુર્બલ કરતાં દુર્બલતર થતું જાય છે. એટલા માટે હમણાંથી જ આહારને પણ તમમાંથી સત્ત્વ કરવો એ જ ઉચિત છે. માંસ, મત્સ્ય, મદ્ય, ઇત્યાદિ દ્રવ્યો જે યૌવન અવસ્થામાં વ્યવહારને યોગ્ય લાગતાં હતાં તેનો હવે વિષવત્ ગણી

ત્યાગ કરવો એ જ ઉચિત છે નહિ તો શરીર અતિશય દુર્બલ થઈ પડશે. હવે તો ફલ, મૂલ, શાકભાજી પર પૂર્ણ ભરોસો રાખવો ઉચિત છે. આહાર સારો હોવાથી શરીર સારું થશે અને શરીર સારું થયેથી મન સારું થશે અને મન સારું થયેથી જ પ્રાણના ધન કૃષ્ણને સારી રીતે બોલાવી શકાશે. પાર્થિવ મનને માટે પરકાલ નષ્ટ કરવો ઉચિત નથી. બીજાને પીડા દેવાના વિચારને અન્તરમાંથી દૂર કરવો જોઇએ. "હું" અને "મારું" આવા ભયાનક અહંકારનો ત્યાગ કરવો જોઇએ. જીવનના અનેક દિવસો તો વહી ગયા છે, હવે આ સર્વ શા માટે? અર્થનો સદ્વ્યય કરવો જોઇએ. ધન એકઠું કરવું, સ્ત્રી પરિવારને માટે અલંકારો લેવા, બિરંજ પુરી ઉડાવવાં એ કંઈ ધનનો સદ્વ્યવહાર નથી. દુઃખીના દુઃખનું નિવારણ કરવું, અન્નાતુરને અન્ન દેવું, વસ્ત્રહીનને વસ્ત્રદાન કરવું, ઇત્યાદિને જ ધનનો સદ્વ્યવહાર સમજી ધ્યાનમાં રાખજો. રાજચક્રવર્તી પણ જવા સમયે ભિખારીની માફક જવાને બંધાયલો છે. આ પૃથ્વીમાં આવવા સમયે કોઇ કાંઇ લઇને આવતું નથી, જવા સમયે પણ કોઈ કાંઇ લઇ જઇ શકતું નથી; મનુષ્ય લઇ જાય છે અને લઇ આવે છે માત્ર પોતાનાં સત્ અસત્ કર્મ. માટે કહું છું, કે મહાશય! ધન એકઠું કરવું તેના કરતાં અર્થદ્વારા સત્કર્મનો સંચય કરવો એ વધારે સારું છે અને તે જ સાથે જશે. અભિમાનશૂન્ય થવું જોઇએ, નહિ તો નિતાન્ત અભિમાનશૂન્ય નિતાઇ

(નિત્યાનંદ) દયા કરશે નહિ. હૃદયને નરમ કરવું જોઇએ, નહિ તો તે અતિનરમ કૃષ્ણ—ચરણ કદિ પણ હૃદયમાં આવશે નહિ. માટે કહું છું, કે હૃદયમાં જે કંઇ પણ કઠિનતા રહેલી છે તેનો ત્યાગ કરવાની ચેષ્ટા કરવી એ જ ઉચિત છે. હવે બચ્ચાં માફક ચાલવું (વર્તવું) ચાલશે નહિ. હવે તો Setting sun (સૂર્યાસ્ત) થવા આવ્યો છે. કંઇક ઉતાવળા થવું પડશે, નહિ તો અંધકાર આવી પડશે અને પછી કંઇ પણ થઇ શકશે નહિ. તમે પોતે નામ લેજો અને બીજાઓને પણ નામ લેવાને કહેજો. નિતાન્ત સંસારીના સહવાસનો મનથી અને પ્રાણથી ત્યાગ કરજો. ભક્તગણના સહવાસની મનથી અને પ્રાણથી ઇચ્છા કરજો. મને પાગલ ગણી મારી મૂર્ખતા પર ધ્યાન દેતા નહિ. હું મહાપાતકી અને અતીવ ભંડ છું. આપની પ્રેમમયી સ્ત્રીને અમારો પ્રેમ નિવેદન કરજો અને અમારી ઉપર દયા રાખવા કહેજો. તેમને કહેજો કે મનુષ્યને ઇશ્વર જાણી ભ્રમમાં ન પડે. મનુષ્ય ચિરદિન મનુષ્ય જ રહેવાનો. તેમને કહેજો કે અમો અત્યન્ત ગરીબ છીએ. અમારી ઇચ્છાથી કશું થઇ કે જઈ શકતું નથી. તેઓ જ ઇચ્છામયી છે. જે વખતે જે ઇચ્છા થાય તે જ તેઓ કરી શકે તેમ છે. તેથી જ કહું છું કે તેઓ જો દયા કરી દર્શન દેશે તો દર્શન મળશે, નહિ તો મારી ઇચ્છાથી તો કંઇ પણ આવતું જતું નથી.

**આપ લોકોનો**

**હર**

## પત્રાંક ૩

**પ્રિય હેમદાદા અને મારાં ભાભી !**

આપ લોકોનો પત્ર વાંચી ખરેખર જ મને ઘણો આનંદ મળ્યો છે. કૃષ્ણ અમારા લોકોને ચિરદિન આવી રીતે જ આનંદમાં રાખે. આપ લોકો સુખમાં રહેવાથી જ મને સુખ છે; કૃષ્ણ આપ લોકોને ચિરસુખમાં રાખે. જો ચિરસુખમાં રહેવા ચાહતાં હો તો પરમ સુખમય કૃષ્ણ–નામ ભૂલતાં નહિ; અહરહઃ આ નામમાં ડૂબ્યાં રહેજો, જોશો કે કેટલો આનંદ પડે છે. કૃષ્ણ–નામ લેવામાં કોઈ પણ પ્રકારની પવિત્રતા કે અપવિત્રતાનો વિચાર કરતાં નહિ. જે પ્રમાણે અગ્નિની નિકટ કોઈ પણ પ્રકારની અપવિત્રતા રહી શકતી નથી, સ્પર્શમાત્રથી જ જેવી રીતે બધાં દ્રવ્યો પવિત્ર થઇ ઊઠે છે તે જ પ્રમાણે કૃષ્ણ–નામની નિકટ કોઈ પણ પ્રકારની અપવિત્રતા રહી શકતી નથી. નામ કરતાં કરતાં પ્રેમ આવશે અને પ્રેમ થકી પ્રેમના હરિ મળશે. જે પ્રમાણે કૃષ્ણ–નામ લેતાં રહો તે જ પ્રમાણે ગરીબ અને દુઃખીને જોઇને દુઃખિત થજો અને ગરીબોના કષ્ટના નિવારણને માટે યત્નવાન્ થજો. અર્થદ્વારા હો અથવા કથાદ્વારા હો, પરંતુ કોઇ પણ પ્રકારે દુઃખીના દુઃખનું નિવારણ કરવા માટે પ્રયત્ન કરજો. કોઈ પણ પ્રકારે

# પાગલ હરનાથ

ઉત્તેજિત થઇ કોઇને પણ કોઈ પણ પ્રકારની મુશ્કેલીમાં નાખતાં નહિ. કોઇ પણ કારણને વશ થઈ જો ક્રોધ થાય તો તેવા ક્રોધને તમારો હંમેશનો સાથી કરતાં નહિ. તે જ ક્ષણે ક્રોધને હૃદયમાંથી દૂર કરી ફેંકી દેજો. અંકુરમાં રહેલા ગમે તેવા પ્રકાન્ડ વૃક્ષને વિના કલેશે ઉખેડીને ફેંકી દેવાય છે, પરંતુ તે વૃક્ષ મોટું થયા પછી તેને ઉખેડી નાખતાં જે પ્રમાણે ચિરદિનને માટે ચિહ્ન રહી જાય છે તે જ પ્રમાણે ક્રોધ પણ જરા વધી જવાથી તેને કાઢી નાખવા જવું મુશ્કેલ છે અને જો કોઈ રકમે કાઢી નાખી શકાય તો પણ તે એક ભયાનક ચિહ્ન રાખી જાય છે. કામ, ક્રોધ, વગેરે શત્રુગણને જો એક વાર માત્ર સ્થાન મળે તો તેઓ ઘણાંખરાં જતાં જ નથી અને કોઈ રકમે જો તેને ભગાડી શકાય તો તેમ થયેથી તે શરીરને પૂર્ણ નષ્ટ કરીને જ જાય છે. માટે કહું છું, કે આવા શત્રુને કદાચ પણ શરીરમાં વાસ કરવા દેતાં નહિ. જો કોઈ વાર આવા શત્રુઓ આવે તો આવતાંની સાથે જ તેને ભગાડી દેવાનો પ્રયત્ન કરજો. પારકાના અનિષ્ટનો વિચાર કરતાં નહિ; કાર્યદ્વારા અનિષ્ટ કરવા કરતાં અનિષ્ટનો વિચાર તો કરતાં જ નહિ. વિચારની શક્તિ અતીવ પ્રબલ છે. વિચારની એટલી બધી શક્તિ છે, કે વિચારદ્વારા અચિંત્ય એવા તેમને પણ પકડી શકાય છે. વિચારની શક્તિ અને ગતિ સર્વ સમયે અપ્રતિહત છે. શક્તિમાન વસ્તુને કોઈ પણ સમયે શત્રુ કરીને કોઈ પણ મનુષ્ય સ્થિર રહી શકતો નથી.

આવો બલવાન પદાર્થ જેનો મિત્ર હોય તેને માટે કોઈ પણ કર્મ અસાધ્ય હોતું નથી. માટે કહું છું, કે સદા સચ્ચિન્તા—સદ્વિચાર—દ્વારા હૃદય શુદ્ધ થયેથી તે પરમમંગલમય કૃષ્ણ સદા હૃદયમાં વાસ કરશે. તે સમયે તેમને ન બોલાવતાં છતાંએ તેઓ આવશે અને તેમને ભગાડી દેવાથી પણ તેઓ જવા ચાહશે નહિ. તે સમયના આનંદનું વર્ણન કર્યાથી પણ તે સમજી શકાશે નહિ; આપ કરી જુઓ તો સમજી શકશો. વિચાર જ બંધનું અને મોક્ષનું કારણ છે. વિચારો જેટલા પ્રમાણમાં હલકા હોય છે તેટલા જ પ્રમાણમાં વિચારશીલને ઊર્ધ્વ લઈ જાય છે, અને વિચારો જેટલા ભારી હોય છે તેટલું જ અધઃપતન થાય છે. માને સાક્ષાત ઇશ્વર સમજીને તેમની સેવા સુશ્રુષા કરવી જોઇએ. માના કરતાં બીજો ગુરુ જગતમાં કોઇ નથી. જોજો કે માને કોઇ પણ સમયે કોઇ પણ પ્રકારનું દુઃખ ન પડે. આપ ભાગ્યવાન છો કે મા હજી પણ હૈયાત છે. આપ બંને આદર્શ દંપતિ પ્રમાણે રહી જગતને દેખાડો કે કેવી રીતે કૃષ્ણ—નામ લઇ શકાય છે અને નામ લેવાથી કેવા કેવા મહાલાભ અને કેવો આનંદ થાય છે.

આપ લોકોનો

હેર

## પત્રાંક ૪

હેમદાદા !

ભાભીને આટલું દુઃખ કરવા નિષેધ કરજો. તેમની દયાથી અમે એક પ્રકારે સારાં જ છીએ. તેમને કહેજો કે મધુર કૃષ્ણ–નામ લેવાનું ભૂલે નહિ; આપ પણ ભૂલતા નહિ, અને તેમને પણ ભૂલવા દેતા નહિ. નામ કરતાં મહામંત્ર અને મહા ઔષધ બીજું છે જ નહિ. નામમાં અને કૃષ્ણમાં કોઈ પણ પ્રભેદ નથી. કૃષ્ણ કરતાં કૃષ્ણ–નામ પાપીઓને પક્ષે તો વધારે આદરનું ધન છે, કારણ કે પાપીઓ નિકટ તો કૃષ્ણ જતા જ નથી, પરંતુ પાપીઓ તો કૃષ્ણ–નામ માત્ર ઇચ્છા કરેથી જ લઇ શકે છે અને કૃષ્ણ–નામ લઈને જ કૃષ્ણને પણ મેળવી શકે છે. માટે કહું છું કે આપણી પાસે તો કૃષ્ણ કરતાં કૃષ્ણ–નામ વધારે આદરનું ધન છે એમ માનવું જોઇએ. કૃષ્ણના સંબંધમાં તો સ્થાનાસ્થાનનો વિચાર કરવો પડે, સારાંનરસાંનો પ્રભેદ પણ હોય છે, પરંતુ નામના સંબંધમાં તો તે કશું જ નથી. નામ પરમ–મંગલ અને નિત્ય પવિત્રકારી છે. આવું મધુર નામ ભૂલતા નહિ. ખાતાં, સૂતાં, કોઈ પણ અવસ્થામાં હો, કોઈ પણ સ્થાનમાં હો, નામ લેવામાં અવહેલા કરતા નહિ. નામ લેવાને, સમય અસમય, પવિત્ર

અપવિત્રનો વિચાર કરતા નહિ. નામ સદાએ શુદ્ધ, સદાએ પવિત્ર છે. નામ લીધાથી અપવિત્રતા નિકટ આવી શકતી નથી. વચ્ચે વચ્ચે કોઇ નિર્જન સ્થાનમાં જઇને ઉચ્ચ સ્વરે નામ કર્યાથી પ્રેમથી શરીર પૂર્ણ થઇને બંને નયનો ઉભરાઇ જઈ પ્રેમાશ્રુ પડવા માંડશે. તેવે સમયે સકલ દુઃખ નિવારણ થશે અને સકલ જ્વાલા શાંત થશે. એકમાત્ર આ કૃષ્ણ–નામ જ કૃષ્ણ–પ્રેમ આપવાને શક્તિમાન છે. સ્વયમ્ કૃષ્ણ પણ તે આપી શકે છે કેમ તે વિચારણીય છે. માટે જ કહું છું, કે કૃષ્ણ કરતાં કૃષ્ણ–નામ શ્રેષ્ઠ છે. આ વાત સકલ સ્થાનમાં શોભાપાત્ર ગણાય કે નહિ ગણાય, સકલના અન્તરમાં સુખ આપે કે નહિ આપે, પરંતુ આપણા જેવા પાપી, તાપી, નિરાશ અને અપાત્રને તો આ વાત સાંભળીને આશ્વાસન મળશે તેમાં તો કશો સંદેહ જ નથી. માટે કહું છું, કે પાપી તાપીની નિકટ તો કૃષ્ણ કરતાં કૃષ્ણ–નામનો અધિક આદર છે. જીવગણે જ્યાં સુધી આ અમોઘ નામરૂપી અસ્ત્રનો આશ્રય લીધો નથી ત્યાં સુધી જ પાપ પુણ્ય તેઓને ભય દેખાડી શકે છે. ત્રિતાપ–તાપિત જીવના સંબંધમાં નામના જેવું નિરાપદ અને સુદૃઢ આશ્રય–સ્થલ બીજું છે જ નહિ. મહાપાતકી અજામીલને સ્વયમ્ કૃષ્ણ કોઇ પણ રકમે ઉદ્ધાર કરી શકતે નહિ, પરંતુ સામાન્ય નામાભાસથી તે જ અજામીલ પરમ પવિત્ર થઇ સકલ ભયથી ત્રાણ મેળવી શકયો હતો. જોતાં સાંભળતાં છતાંએ જો આપણે આવો મહાશ્રય ન લઇએ તો પછી

## પાગલ હરનાથ

આપણો ઉદ્ધાર શેનાથી થાય વારુ ? નામ સિવાય આપણો બીજો કોઇ આશ્રય જ નથી; માટે સર્વ નિકટ મારી એ પ્રાર્થના છે કે જો શાંતિ મેળવવા ચાહતા હો તો નામનો આશ્રય કરો, કૃતાર્થ થશો. સકલ ભય દૂર થઇ જશે. આપ બંને કૃષ્ણ–દાસ–દાસી થઇ અહરહ: આનંદમાં રહો એ જોઇ અમો સુખી થઇશું. દાદા! નામ લેવાનું બની શકે છે—નથી બની શકતું—એ વિચાર કરવાની આપણને કાંઇ પણ જરૂર નથી. જેનું નામ છે તેઓ ભલે આ વિચાર કરે. આપણે તો કેવલ નામ કર્યાં જ જઇએ. પગારના પ્રાર્થી થઇ તેમની દરબારમાં ચાકરી કરવા જઇએ તો તેમાં તો માત્ર ઠગાવાનું જ થાય છે. રાજરાજેશ્વર નિકટ એક મુષ્ટિ ભિક્ષા માંગતા નહિ.

આપ લોકોનો

હર

## પત્રાંક ૫

**પ્રિય હેમદાદા અને મારાં ભાભી !**

આપલોકોનો આનંદપૂર્ણ પત્ર વાંચી હું બહુ જ આનંદિત થયો છું. આપલોકો કૃષ્ણ–કૃપાથી સારી પેઠે સુખ અને આનંદમાં છો જાણી હું સુખી થયો છું. ભાભી ! શારીની માફક આપ પણ એક હાથે કાજકર્મ કરી શકો છો અને એક હાથે માળા પણ ફેરવી શકો તેમ છો. સંસારમાં ગમે તેટલુંએ કાજકર્મ હોયને, પરંતુ નામ લેવાનું ભૂલતાં નહિ. શયનમાં અને સ્વપ્રમાં પણ નામ લેતાં રહેજો. નામ કરતાં બીજું ચિન્તામણી કાંઈ છે જ નહિ. નામ જ પ્રેમની માતા, પ્રેમના પિતા, પ્રેમની જન્મદાતા અને પ્રસવકર્ત્રી છે. નામ લેતાં લેતાં પ્રેમ આવશે, અને પ્રેમ થયી જ પ્રેમના તે નવકિશોર મળશે. નામ લેવાના કરતાં બીજી સાધના કોઇ છે જ નહિ. સર્વ પ્રકારની સાધના કરતાં આ જ ઉત્કૃષ્ટ છે. નામ લીધાથી સર્વ પ્રકારની જ્વાલા શાંત થશે. આના જેવું ધન બીજું છે જ નહિ. ભાભી ! આ જગતમાં જે કાંઇ જુઓ છો તે સર્વ બે દિનને માટે જ છે, આજે છે અને કાલે વળી ન પણ હોઈ શકે. તેથી કરીને જેઓ આ પૃથ્વીની કોઇ પણ વ્યક્તિને પ્રાણ સમર્પીને પ્રેમ કરવા જાય છે તેઓ સર્વ પ્રકારે ઠગાય છે. કોઈ

નિજને ભૂલીને પુત્ર કન્યા ઉપર પ્રેમ કરવા ગયેથી છેવટે જોઈ શકે છે, કે તેઓ તો વિના બોલે દગો દઈને ચાલી ગયાં છે અને તેણે તો માત્ર રડવાને માટે જ પ્રેમ કર્યો હતો. કોઈ સ્વામીને, તો કોઈ સ્ત્રીને, તો વળી કોઇ અન્ય કોઇને પણ પ્રેમ કરવા ગયેથી આ જ પ્રમાણે ઠગાય છે. ભાભી! જો પ્રાણ સમર્પીને કોઇને પણ પ્રેમ કરી ઠગાવા ન ચહાતાં હો તો તે ચિરસ્થાયી કૃષ્ણને જીવનનું જીવન ગણી પ્રેમ કરજો, કોઇ પણ સમયે રડવાનું થશે નહિ. આપણે જો ખોવાઈ ગયાં તો તેઓ જ આપણને ખોળી કાઢશે, આપણે જો ભૂલી ગયાં તો તેઓ જ આપણને સ્મરણ કરી આપશે. આપણે જો રડશું તો તેઓ જ આપણા અશ્રુજલને લુછ નાખશે, આપણે હસશું તો તેઓ જ આપણા આનંદની વૃદ્ધિ કરી આપશે; ભાભી! આ વાતમાં મન અને પ્રાણની એકતા કરીને કૃષ્ણના ઉપર પ્રેમ રાખો. જો કોઇને માબાપ કહેવા ચાહતાં હો તો તેમને જ કહેજો; ભાઇ, બંધુ, પુત્ર, કન્યા કહેવા ચાહતાં હો તો તેમને જ કહેજો; સ્વામી કહેવા ચાહતાં હો તો તેમને જ કહેજો. તેમને ભૂલીને સ્વર્ગનું ઇન્દ્રત્વ પણ નરક-યંત્રણા કરતાં વધારે યંત્રણાદાયક છે. તેમને સ્મરણમાં રાખીને નરકમાં પણ વૈકુંઠનો અપાર આનન્દ મેળવી શકાય છે. તેઓ જ આપણા પતિ, તેઓ જ આપણા સ્વામી, તેઓ જ આપણા ભર્ત્તા અને પ્રતિપાલન કર્ત્તા છે. તેમને ભૂલી પછી શું લઇને રહેવાનું છે? હે દયામય કૃષ્ણ, પ્રેમ કરતાં શીખવો, અને પ્રેમ કરીને જ

સુખી થવા દો, બીજી વળી શી પ્રાર્થના તમારી પાસે કરીએ ? પ્રાર્થના કર્યા વગર પણ તમે તો અમને સર્વ કાંઇ આપ્યું છે અને આપો છો. હે દયામય ! જે સર્વે દ્રવ્યો તમે વગર માગે પણ આપો છો તે સર્વે તમારી પાસે માગીને વળી ભ્રમમાં ન પડીએ એ જ અમારી પ્રાર્થના છે. તમારી પાસે મહારત્નોના કેવા કેવા ખજાના છે તે અમે જાણતાં નથી તેથી કરીને ભય રહે છે કે, રખે છેવટે અમે મહારત્નને બદલે એક ટૂકડો કાચ લઇને આવીએ. માટે તમારા શ્રીચરણમાં એ જ માત્ર નિવેદન છે કે પ્રભુ ! અમે પોતે તો કાંઇ પણ ચાહશું નહિ, માત્ર જે રત્ન ખરેખર જ મહારત્ન છે તે જ અમને આપો, અમે તો તમારી દયાના ભિખારી થઇને રહ્યાં છીએ. અમારે શું ચાહવું તે અમે જાણતાં નથી તેથી એમ ન સમજતા કે અમને કોઇ પણ વસ્તુનો અભાવ નથી. અમારો અભાવ જાણીને તે જ તમે પૂરણ કરો. ભાભી, જે દયામય આપણો અભાવ જાણતાંની સાથે જ પૂરણ કરે છે એવા તે દાતા–શિરોમણી કૃષ્ણને કદાચ પણ ભૂલતાં નહિ. આ પૃથ્વીના બે દિવસના સંબંધને માટે જેમની સાથે ચિરસંબંધ છે તેમને ભૂલી જતાં નહિ અને તેમને પારકા ગણતાં નહિ. આવો સંબંધ તો પૃથ્વીમાં કેટલીએ વાર થયો છે; કેટલાંએ મા, બાપ, બંધુ, સ્ત્રી, સ્વામી જન્મોજન્મ મળ્યાં છે, પરંતુ ક્યાંયથીએ આ સંબંધ ચિરસ્થાયી તો થયો જ નથી. તેઓ પણ ભૂલી ગયાં છે, અને આપણે પણ ભૂલી ગયાં છીએ. પરંતુ ભાભી!

કૃષ્ણ તો કોઇપણ જન્મમાં આપણને ભૂલતા નથી. જે સમયે જેની જરૂર હોય છે તે પૂરી પાડી આપણને બચાવ્યા છે. આવા સ્વામીને ભૂલી જવા કરતાં બીજી વધારે દુ:ખની અને કષ્ટની વાત તે કઇ હોઈ શકે ? કૃષ્ણ સર્વના મૂલ અને સર્વના જ આધાર છે. તેમને છોડીને કોઈ પણ રહી શકે તેમ નથી. જાણીજોઇને આવા દયામયને ભૂલતાં નહિ અને બીજા કોઇને પણ ભૂલવા દેતાં નહિ. સર્વેને ઢોલ વગાડીને કહેજો કે, "કૃષ્ણ સિવાય ગતિ નથી, અને જો તે કૃષ્ણને મેળવવા ચાહતાં હો તો તેમનું નામ લો." કૃષ્ણ કરતાં તો કૃષ્ણ-નામ વધારે આદરનું ધન છે, કારણ કે કૃષ્ણ તો મુક્તિ આપી શકે છે પરંતુ તેમનું તે નામ તો સ્વયમ્ કૃષ્ણને આપી શકે છે. નામ કરતાં બીજો મહામંત્ર અને બીજી મહૌષધિ કાંઇ છે જ નહિ. નામ લીધા કરો અને હસતાં ખેલતાં દિવસ પસાર કરો. આપલોકો જગત્‌ને આ દેખાડી જાઓ એ જ માત્ર મારી ઇચ્છા છે. સર્વે પોતપોતાનાં પાપના અને દુઃખના બોજા મારા માથા ઉપર ચડાવી દઇ આનંદથી કૃષ્ણ-પ્રેમમાં તણાઇ જાઓ. હું તો માત્ર તે જોઇને આનન્દિત થઇશ. મારે પોતાને વિષે તો હું એક વાર પણ વિચાર કરતો નથી. નરકનો તો મને બીલકુલ ભય જ નથી. આપ સર્વે હસતાં ખેલતાં કૃષ્ણને જઇ મળો. હું તે દૂરથી જોઇશ માત્ર. કૃષ્ણ તો આપ લોકોનું વેચાતું લીધેલું અને બાંધ્યું ધન છે. આપ લોકો તો જેને તેને કૃષ્ણ-પ્રેમ અને કૃષ્ણ આપી શકો તેમ છો.

તે રાજ્યના તો આપલોકો જ માલિક છો. ત્યાં પુરુષનું અભિમાન ધરાવનારા તો સ્થાન પણ મેળવી શકતા નથી— જઈ પણ શકતા નથી.

આપ લોકોનો સ્નેહી

ટૈર

## પત્રાંક ૬

### પ્રિય હેમદાદા અને મારાં ભાભી !

આપ લોકોનો સ્નેહથી પૂર્ણ પત્ર મળ્યાથી હું બહુ જ આનન્દિત થયો છું. અમારા લોકો ઉપર આપ લોકોનો અપાર સ્નેહ છે તે હું ઠીક જાણું છું; કૃષ્ણ આ પ્રમાણેનો સ્નેહ ચિરદિન રાખે. હું જાણતો નથી કે કયા કર્મના ફલે કરી આ નિર્જન વાસ મારા નસીબમાં લખાયો છે. આપ લોકોને મેળવીને હું આ દુઃખમય પૃથ્વીમાં પણ પરમ આનંદમાં સમય વ્યતીત કરૂં છું. આપ લોકોના વિચારમાં મને એટલું બધું સુખ મળે છે કે મારાં પોતાનાં ઇષ્ટાનિષ્ટનો વિચાર કરવાનો પણ અવકાશ મળતો નથી. આપ લોકોને સુખી જોઇને હું ઘોર નરકમાં પણ જવાને ભય કરતો નથી. આપ લોકો અહરહઃ કૃષ્ણ નામમાં મત્ત રહીને પરમાનંદમાં સમય વ્યતીત કરો અને કૃષ્ણ-પ્રેમમાં ડૂબ્યાં રહો એ જોઇને હું સુખી થવા માગું છું. આ પૃથ્વી બે દિવસને માટે છે, આ પૃથ્વીનાં સુખ અને દુઃખ પણ થોડા કાલને માટે જ છે; માટે કહું છું, કે આમાં મુગ્ધ થઇ ચિરજીવનના આનંદને ભૂલી જતાં નહિ. કૃષ્ણ જ ચિરસખા છે, તેઓ જ આપણા નિજજન છે, તેઓ જ પ્રાણના પ્રાણ શ્રેષ્ઠ બંધુ છે; તેમને ભૂલતાં નહિ. કૃષ્ણને છોડીને જેને

પણ પ્રેમ કરવા ચાહતાં હો તો તે દગો જ દેશે; કૃષ્ણ સિવાય જેની પણ ઇચ્છા કરવા જશો તો તેમાં સંતાપ વિના બીજું કશુંએ મળવાનું નથી. એકમાત્ર તેઓ જ સર્વ અવસ્થાના અને સર્વ સમયના પ્રેમમય બંધુ છે. આવા અકપટ બંધુને ભૂલીને આપણે ભ્રમમાં પડી માયિક કપટ બંધુઓની પાસે આદર અને પ્રેમ માગીને ઠગાઇએ છીએ. આ પૃથ્વીમાં જે જુઓ છો તે સર્વ આજે છે અને કાલે નથી; કોઈ પણ વસ્તુ ઉપર તેને ચિરદિનની ગણીને પ્રેમ રાખી શકાતો નથી. આવાં મા બાપ, ભાઇ બંધુ, પુત્ર કન્યા, સ્ત્રી સ્વામી, કેટલીએ વાર મળ્યાં છે, પ્રાણ સમર્પીને તેઓની ઉપર પ્રેમ રાખ્યો છે, અને છેવટે ઠગાયાં પણ છીએ. જે લોકોને છોડીને આવ્યાં છીએ તેઓને વિષે તો એક વાર પણ વિચાર કરતાં નથી અને તેઓ પણ સર્વ ભૂલી તો ગયાં છે. મારી માફક સર્વે જણા આ ઘોર ભવસાગરમાં પડી ગોથાં ખાય છે. કોઈ વાર વળી મુખ ઊંચું કરી શ્વાસ લેવાય છે ત્યારે વિચાર આવે છે કે ચિરદિનને માટે બચી ગયા, પણ બીજી ક્ષણે જ વળી તળીએ ડૂબી ચેતના ખોઈ બેસીએ છીએ. આવી ભૂલ ભૂલામણી બીજી કોઇએ નથી. આજે જેને પલક પલકમાં ગુમાવી બેસશું એવા ભયથી દુઃખી થઈ પડીએ છીએ, કાલે તેને ખરેખર ગુમાવી બેસી બીજી કોઇ એક એવી જ જાતની ક્ષણસ્થાયી વસ્તુમાં પ્રાણ લગાડી આનન્દમાં બધું ભૂલી જઇએ છીએ. ધન્ય પ્રભુ, તમારા ખેલને!—જેને

આદિ નથી, અન્ત નથી, ચિરદિન એક જ ભાવે ચાલ્યા કરે છે, અનન્ત પ્રયાસથી પણ રતિમાત્ર આ બાજુ કે તે બાજુ થવાનો સંભવ પણ નથી અને કરી શકવાની શક્તિ પણ નથી, જે પ્રમાણે ચલાવ્યો છે તે જ પ્રમાણે ચાલે છે અને ચાલશે પણ તે જ પ્રમાણે. પ્રભુ હે ! દયા કરી આ અપૂર્વ રાધાચક્રથકી એક વાર ઉતારી લો. મનોવાંછના તૃપ્ત કરી આ ચક્ર જોઈ લઈએ. પ્રભુ ! ચક્રમાં ફરતાં ફરતાં વળી કેટલું જોઈ શકીએ; દુઃખી પ્રાણ લઈને અધીર થઈએ કે આનંદ મેળવીએ. ચક્રમાં ચકડોળે ચડ્યાથી દુઃખી તો થયાં છીએ. પ્રભુ એક વાર ચક્રથકી ઉતારી લો. ભાભી, ગાંડા માણસનું ગાંડપણ ઉભરાઈ જવાથી તે કેટલુંએ કાંઈ બકી નાંખે છે તેનું તેને જ્ઞાન હોતું નથી; તે વેળાએ તે જે તે બકી નાખે છે. એ જ પ્રમાણે મેં પણ ઘણું કાંઈ બકી દીધું. મનમાં કાંઈ પણ લાવતાં નહિ. તો પણ એટલું તો કહું છું, કે મારી વાતનો સદાએ ઠીક વિચાર કરજો. તેમ કર્યાથી મન જરા વિશાલ થશે અને સુખ મળશે. આ પૃથ્વીની કોઈ પણ વસ્તુ ચિરદિનને માટે આપની કે મારી નથી. આજે જેણે આપી છે તે વળી કાલે પાછી લઈ લેશે. ભાભી, જે આપે છે તે જ વળી પાછી લઇ લે છે, આપણે બેચાર દિવસને માટે પાલન કરીએ છીએ માટે આપણી પોતાની છે એમ મનને લાગે છે અને તેને ગુમાવી બેસી દુઃખી થઈએ છીએ. એક વાર ઠીક સમજ્યા પછી પાછું મિથ્યા ભ્રમમાં પડવાનું પણ હોતું નથી અને ગુમાવ્યા

પછી રડવાનું પણ રહેતું નથી. માટે કહું છું, કે ભાભી, આ જગતની બધી વસ્તુઓ તે જ આપે છે અને વળી પાછી તે જ લઇ લે છે. અત્રે આપણું પોતાનું કહી શકીએ એવું આપણું પોતાનું કંઇ છે જ નહિ. આ શરીર પણ તેણે આપ્યું છે, માત્ર ઇચ્છા કર્યાથી જ તે લઇ જઇ શકે છે. માટે કહું છું, કે ભાભી, પારકાના ધનને પોતાનું ગણી તેને છોડતી વેળાએ અનર્થક કષ્ટ મળે છે. કૃષ્ણ આપણા હૃદયમાં રહીને આપણને સદાએ મનમાં આ શીખવી આપે. તેમને ભૂલતાં નહિ. મનુષ્ય તેમને જોઇ શકતાં નથી. પરંતુ તેમનું નામ તો સદાએ આપણી પાસે છે. આપણે કાયા–મન–વાક્યથી આ નામનો આશ્રય લઇ શકીએ એ જ પ્રાર્થના. નામને આપણું કરી શકયાથી તેઓ સ્વયમ્ પણ આપણા થઇ જશે. તે વેળાએ આપણે મનુષ્ય હોઇએ અથવા તો કીટ પતંગ પણ હોઇએ તો પણ આપણે તેમને જોઇ શકીશું. વ્રજનાં પશુપક્ષીઓ પણ તેમને જોઇ શકે છે અને તેમની સાથે રમે છે ( ખેલે છે ) પણ ખરા. માટે કહું છું, કે ભાભી, તે રસમયની ( રસ-રાજની ) સાથે રસની રમત ( રસનો ખેલ ) ખેલવા ચાહતાં હો તો તેમનું નામ છોડતાં નહિ. આ પૃથ્વીનું સર્વ કાંઇ ભૂલીને નામમાં ડૂબ્યાં રહો, પરમાનન્દિત થશો અને સકલ જ્વાલા શાંત થશે. પ્રિયતમ કૃષ્ણની પરમ પ્રિયતમા થઇને ચિરશાન્તિ મળશે. નામને છોડીને જેને પણ પકડવા જશો તે તમને અજાણ્યા માફક દૂર ફેંકી દેશે. જોણું

## પાગલ હરનાથ

હીરાનું નામ કદિ પણ સાંભળ્યું નથી તેને હીરો મળતાં પણ તે ફેંકી દેશે. પરંતુ જેઓએ નામ સાંભળ્યું છે તેઓ તો કાચ મળતાં પણ હીરો સમજી તેને ઊંચકી લઇ સંગ્રહ કરશે. આ પ્રમાણે બેચાર વાર કાચ સંગ્રહ કરતાં કરતાં એક વાર અવશ્ય જ હીરો મળશે ને મળશે જ. માટે કહું છું, કે "કૃષ્ણ," "કૃષ્ણ," "કૃષ્ણ," કરતાં રહો. આને તેને કૃષ્ણ સમજી ધરવા જજો. ક્રમે ક્રમે ખરેખર જ પેલી વાતમાં કહ્યું છે તેમ "ખરો વાઘ આવ્યો" તેવું થશે. કૃષ્ણને મેળવશો અને તેમ થયાથી મનની સકલ આશા પરિપૂર્ણ થશે.

આપ લોકોનો સ્નેહી

હર

## પત્રાંક ૭

**ભાઈ સુધી !**

આજે તમારો પત્ર વાંચી દુઃખિત થયો છું. ભાઈરે ! મા આ પ્રમાણે આપણને છોડીને ચાલી જશે તે કોણ જાણતું હતું, ભાઈ ? તેઓ તો ઇચ્છામયી, જે સમયે જે મનમાં આવે તે જ પૂર્ણ કરે. તેમાં તેઓ કોઇની પણ વાટ જોતાં નથી. મા—શૂન્ય પૃથ્વી તે પૃથ્વી જ નહિ. ભાઈ, મા જે પ્રમાણેના ભાવથી ચાલી ગયાં છે, મહાયોગીના સંબંધમાં પણ તે પ્રમાણે જવાનું એક પ્રકારે અસંભવ છે. ધન્ય છે ભાઇ તમને કે જેણે આવાં માના ગર્ભમાં સ્થાન મેળવ્યું છે ! મારૂં કમનસીબ કે તેમનું એક વાર દર્શન કરી પવિત્ર પણ થઇ શકયો નહિ. સર્વ કાંઇ તે ઇચ્છામયની શુભ ઇચ્છા ઉપર નિર્ભર કરે છે. આપણે ભ્રાન્ત જીવ ને શું સમજી શકીએ ? તેમનો ખેલ વેદને પણ અગોચર છે, સામાન્ય માનવ બુદ્ધિની તો વાત જ નહિ. આજે જે અભાવ અનુભવ કરો છો તે અભાવ પૂરણ કરવાને કોઇ પણ વસ્તુ આ પૃથ્વીમાં નથી. તથાપિ તેમના એક પણ આદેશને જો જીવનનું ઉદ્દેશ્ય કરી શકશો તો તેમ થયાથી પણ અનેક શાન્તિ મળશે. ભાઇ, એમ નહિ સમજતા કે મા અન્તર્ધ્યાન થઈ આપણને છોડી ગયાં છે. તેઓ તો સદાએ

આપણી સર્વ અવસ્થામાં જ સંગે સંગે રહ્યાં છે. સ્થૂલ શરીર લઇને છચ્છામત સર્વસ્થાને આપણો આદર અને આપણું જતન કરી શકાય નહિ એવો વિચાર કરીને જ આ નશ્વર સ્થૂલ શરીરનો ત્યાગ કરીને ચિન્મયી આનન્દ રૂપિણી મૂર્ત્તિનું ગ્રહણ કર્યું છે. હવે જ તો તેમની ખેરેખરી સેવા કરવાનો આપણો સમય આવ્યો છે; આ વાત ઠીક મનમાં રાખજો. હવે તો તેમણે આ મૃણ્મયી પૃથ્વીનો ત્યાગ કરીને આપણા હૃદયને પોતાનું વાસસ્થાન કર્યું છે. માટે જ તેમના રહેવાના સ્થાનને સદા પવિત્ર અને અનેક સદ્દગુણોથી ભૂષિત કરી રાખવાનો પ્રયત્ન કરજો. હવે તો હૃદયમાં સામાન્ય માત્ર અપવિત્રતા રહેવાથી તેમને કષ્ટ થશે. હૃદયને સદા પવિત્ર રાખજો. અને તેઓ જે નામ કરતાં કરતાં ચાલી ગયાં છે તે મધુર નામ તેઓ હૃદયમાં બેસી સદા સાંભળી શકે તે તરફ લક્ષ્ય રાખજો. નામ ભૂલતા નહિ. માના સદા આશીર્વાદ મળે તેવો પ્રયત્ન કરવો સંપૂર્ણ ભાવે ઉચિત છે. માને ગુમાવ્યાં છે એવો વિચાર કરી ભ્રમમાં પડતા નહિ. સદા સર્વક્ષણે સાથે સાથે ફરવા માટે જ માએ આ સૂક્ષ્મ દેહ ધારણ કર્યો છે. માને માટે ખેદ કરતા નહિ, પરંતુ તેમને કષ્ટ દેતા નહિ; સદા તેમનાં ચરણમાં મતિ ગતિ રાખજો. તેઓ જ તમને સદાનન્દમાં રાખશે અને સર્વ સમયે અને સર્વે વિપત્તિઓમાં તમારી રક્ષા કરશે. કાંઈ ભય નથી. સદા તેમની સેવામાં નિયુક્ત રહેજો. જો જો ભાઈ, અધીર થતા નહિ. પ્રેમ તો પરસ્પર

પ્રાણનો જ જોઇએ. મુખનો અને આંખનો પ્રેમ તે પ્રેમ જ નહિ. તે તો કોઇ સ્થાને કામ તો વળી કોઇ સ્થાને નિતાન્ત સ્વાર્થ જ હોય છે. માટે કહું છું, કે ભાઈ, કોઇ પણ પ્રકારની ચિન્તા કરતા નહિ.

ભાઈ સુધી! પોલીસ લાઇન (Police line) માં તમારા જેવા સારા લોકની ભરતી થયેથી જ ઘણાં સારાં પરિણામો આવશે. માટે તમે આવી તક (chance) ગુમાવતા નહિ. આ લાઇનમાં સારી રીતે રહેવાથી વર્તમાનમાં અને ભવિષ્યમાં સારૂં જ થશે. ભાઇરે! જેમાં જેટલાં વિપદ્ અને આકર્ષણો છે તેમાં જ તેટલા પ્રમાણમાં સુખ અને પવિત્રતા છે, એ ચિરપ્રસિદ્ધ જ છે. માટે તમે નિશ્ચિંત મને સર્પ સાથે ખેલવા પ્રયત્ન કરો, પરંતુ સાવધાનથી સર્પ સામે આંખેઆંખ મેળવી રાખવાનું ભૂલતા નહિ. કાર્યસિદ્ધિ કરીને જગતનું મંગલ કરો એ જ માત્ર તે મંગલમય નિકટ પ્રાર્થના. સ્થિર અને ધીર થઇ આગળ વધો, મનની ઇચ્છા પૂર્ણ થશે. થોડા દિવસો અવશ્ય અત્યન્ત પરિશ્રમ કરવો પડશે પરંતુ તે વિષે ભય પામતા નહિ. ઠીક મન લગાડી સર્વ કાર્ય શીખી લેજો, પરંતુ "પરોપકાર" આ વાતને જીવનનું ઉદ્દેશ્ય કરી રાખજો. "પરપીડન" એ વાતને અન્તર થકી દૂર જ રાખી મૂકજો. કાયા–મન–વાક્યદ્વારા પરોપકાર કરવાનો પ્રયત્ન કરજો. સત્ય બોલવામાં ભય પામતા નહિ, પરંતુ જ્યાં સત્ય બોલ્યાથી અન્યનું વિશેષ અનિષ્ટ થવાનો તમને

સંભવ લાગે તો ત્યાં ચૂપ રહેજો. પોલીસ લાઇનનાં ખરાબ કાર્યોમાં મન લગાડ્યા વગર તેનાં સારાં ઉદ્દેશ્યોને જ માત્ર જીવનનાં સંગી કરજો. સર્વ કાર્યોમાં તે કરુણામય કૃષ્ણને અને તેમના મધુર નામને સ્મરણમાં રાખજો. નામ ભૂલતા નહિ. નામ જ મહામંત્ર છે એ તમારા મનમાં દૃઢ કરી રાખજો. અનેક અસાધુ અને અંધને તમે પવિત્ર કરી શકશો, માટે આ સુયોગ તમે છોડતા નહિ. સારા દીર્ઘ-દર્શીની માફક આગળ વધો, સુખી થશો. "પરોપકાર કરવામાં ન્યૂનતા કરીશ નહિ," માત્ર આ વાતનો મનમાં ને મનમાં સંકલ્પ કરી આગળ વધો, કૃતાર્થ થશો.

તમારો મોટો ભાઇ

હર

## પત્રાંક ૮

ભાઇ સુધી !—(સુધીરંજન શેઠ)

તમારો પત્ર વાંચી હું બહુ જ વિસ્મિત થયો છું. એ શી વાત ભાઈ, શું મારો પત્ર મળ્યો નથી? આમ કેમ વારૂ ? મેં તો તમને બે પોસ્ટ કાર્ડો લખ્યાં છે. ગમે તેમ હો, પણ તમે તો નિશ્ચિંત મન રાખી આગળ વધો, તમારી સર્વે મનોવાસના પૂર્ણ થશે અને પરમ શાંતિ અને આનન્દ મળશે. આટલું તો તમારે ધ્યાનમાં રાખવું ઉચિત છે કે કાલસમ વિષ પણ સમયે અમૃત થઇ પડે છે—મૃતસંજીવની થઇ પડે છે. તમારૂં પણ એ પ્રમાણે થવું હું ઇચ્છું છું. તે આશાથી જ તો હું તમને બહુ આનન્દિત મને આ દારૂણ કષ્ટ સહન કરવા ભલામણ કરૂં છું. સ્થિર અને ધીર થઇ આગળ વધો અને સત્વર કૃતકાર્ય થઇ બહાર પડો. તમારા જેવાં સુન્દર વૃક્ષનાં ફલફૂલો મને જોવા દો. કૃષ્ણ નિકટ એટલી જ પ્રાર્થના કે તે શુભ દિન સત્વર આવે, હું મારૂં આ જીવન રહેતાં રહેતાં એક વાર જોઈ જાઉં. કોઇ પણ રકમે પાછળ પડતા નહિ. ઠીક મન-પ્રાણ લગાડી કાર્ય શીખી લેજો. એવી રીતે કાર્ય કરજો કે જેથી સર્વે તમારી ઉપર સંતુષ્ટ રહે. તમે કોઇને પણ કોઇ પણ જાતની ટીકા (remark) કરવાની તક

આપતા નહિ. આગળ વધો, માને આનન્દિત કરી શકશો. પહેલા પગારના કેટલાક ભાગનો જે પ્રમાણે ખરચ કરવો ઉચિત હતો તે પ્રમાણે કર્યું છે; હવે માત્ર એક જ વાત એ કે, અતિ પવિત્ર મન રાખી સવા રૂપિયો કોઈ જગાએ રાખી મૂકજો, સમય અનુસારે તેના ખરચને વિષે હું લખીશ. આ સવા રૂપિયાની સાથે પ્રતિ માસે ચાર આના મૂકી રાખવા ભૂલતા નહિ. ક્રમે ક્રમે આ થકી કેટલુંએ મહત્ કાર્ય થશે. આને દેવ ઉદ્દેશ્ય જાણજો. પ્રતિદિન સવારે અને સાંજે માને પ્રમાણ કરજો. તેઓ સંગે રહ્યાં છે એ ઠીક મનમાં રાખજો. પુરાવાઓના સંબંધમાં કોઈના પણ અનિષ્ટનો પ્રયત્ન કરતા નહિ અને વિચાર પણ કરતા નહિ. પાપ કાર્ય કરતાં પાપનો વિચાર વધારે અનિષ્ટકારી છે, માટે સર્વદા સદ્વિચારમાં જ સમય વ્યતીત કરજો. જ્યારે પણ સમય મળે ત્યારે નિર્જન સ્થાનમાં ચાલી જજો. એકલા એકમનથી કૃષ્ણ ચરણારવિંદનો વિચાર કરજો અને તેમનું મધુર નામ લેતા રહેજો. મનમાફક સાથી ન મળે તો સર્વદા એકલા જ રહેજો.

**તમારો પાગલ મોટો ભાઇ**

હર

## પત્રાંક ૯

ભાઈ સુધી !

તમારો પત્ર અને કાર્ડ મળ્યાં. તમારા ભૂષણનો પત્ર પણ ફરી આવી મળ્યો છે. તેને કહેજો કે દુઃખથી આરંભ કર્યાથી સુખમાં પરિસમાપ્તિ થાય છે, એ તો ઘણુંખરું જ જોવામાં આવે છે. તેના દાંપત્ય જીવનમાં પણ તે જ જોઉં છું. અનર્થક નાની વાતને લંબાવવા તેને નિષેધ કરજો. તેની સ્ત્રીનો સ્વભાવ બહુ જ સુન્દર છે. તે અત્યન્ત લજ્જાશીલા અને સ્વમાનવાળી છે. સ્વામીની સર્વે અયોગ્ય વાતોમાં અનેક કારણોને લીધે એકમત થવામાં તેને ભય અને લજ્જા લાગે છે. આમાં બીજું કાંઇ પણ કારણ નથી. ભાઈ સુધી, સ્ત્રી વિલાસની વસ્તુ નથી. સ્ત્રીનું નામ સહધર્મિણી છે. સ્ત્રીગણ સાક્ષાત્ લક્ષ્મીસ્વરૂપા છે. કોઇ પણ પ્રકારની તેઓની અવમાનના કર્યાથી લક્ષ્મીભ્રષ્ટ થવાય છે. સ્ત્રીગણ જ જગજ્જીવન છે. તેઓ જ પ્રેમ-ભક્તિનાં આધાર છે! વળી, અસદ્વ્યવહાર કર્યાથી તેઓ જ ઘોર કાલરૂપિણી, પિશાચિની અને રાક્ષસી થઈ સર્વનો ગ્રાસ કરે છે. વેશ્યાગણ તે જ કાલાન્તક-મૂર્ત્તિની સામાન્ય માત્ર છબી છે. સ્ત્રીરૂપ મહાસમુદ્રમાં મહામહા રત્નો પણ છે; રસિકગણ તે સર્વે મહારત્નોના અધિકારી થઇ ચિરસુખમાં જીવન

વ્યતીત કરે છે અને આપણા જેવી દુર્બલ અને ઘૃણિત વ્યક્તિઓ કામમદગંધમાં મત્ત થઇને તે સમુદ્રમાં ભુસકો મારી પોતાનું અસ્તિત્વ ખોઇ બેસે છે. અતિ સાવધાનથી આ મહાશક્તિની સાથે વ્યવહાર કરજો. કદાચ પણ કામ–નયનથી સ્ત્રીગણને જોતા નહિ. બ્રહ્મા, વિષ્ણુ અને મહાદેવનું સંમિલન એક માત્ર સ્ત્રીમાં જ જોવા મળશે. સ્ત્રીની અવમાનના તે જ માત્ર શીઘ્ર ધ્વંસનું કારણ છે! પ્રાચીન અને આધુનિક ઇતિહાસ જોવાથી જ આ સમજી શકશો. દ્રૌપદીનું અપમાન એ જ કુરૂકુલના ધ્વંસનું કારણ, સીતાનું અપમાન એ જ રાક્ષસકુલના નિર્મૂલનું કારણ, હૅલનનું અપમાન એ જ ટ્રૉયના ધ્વંસનું કારણ, સરોજીનીનું અપમાન એ જ મુસલમાન રાજ્યના ધ્વંસનું કારણ. આ મહત્ દૃષ્ટાંત તમને ઘરે ઘરે જોવા મળશે, દૂર જવાનું કાંઇ પણ કારણ અથવા જરૂર નથી. જેના ઘરમાં સ્ત્રીનું અપમાન થાય છે તેના ઘરની શાંતિ અને સુખ ક્યાંય ચાલી જાય છે. ગમે તેમ હો ભાઇ, હું તો માત્ર તમને એટલું જ કહું છું, કે સ્ત્રીને ખેલવાની સામગ્રી સમજીને ઠગાતા નહિ. હમણાંથી જ જો સાવધાન ન રહ્યા તો પાછળથી દુઃખ મળશે. તે વેળાએ તમને સમસ્ત જીવન નાના રકમ ભયપૂર્ણ અને શૂન્ય લાગશે. માટે કહું છું, કે ભાઇ, મૂર્ખની માફક ઠગાતા નહિ. ઇંગ્રેજી ઢબે અથવા તો બ્રાહ્મોની ઢબે સ્ત્રીને તૈયાર કરવાનો પ્રયત્ન કરતા નહિ. હિંદુના ઘરમાં હિંદુ રમણી જ આદરણીય છે. આ સંબંધમાં

વધારે કહેવાની મારી શક્તિ પણ નથી તેમ જરૂર પણ હું જોતો નથી. આ જાતની કઠણ વાત વિષે જીજ્ઞાસા કરી મને મુંઝવણમાં નાખતા નહિ. મહામૂર્ખની પાસે આ જાતની કઠણ વાતનો ઉત્તર ચાહવો તે ઉચિત નથી. વળી સ્ત્રી વિષે જે જાતનો બાલિશભાવ તમે પ્રકાશ કરો છો તે ઉપરથી મને ભય લાગે છે, કે પાછળથી તમે ઠગાશો. હમણાંથી જ સાવધાન થાઓ. સારી સ્ત્રીનો આદર્શ રાખી તમારી સ્ત્રીને તેવી રીતે ઘડવાનો પ્રયત્ન કરો. એટલું તો, ભાઈ, ઠીક ધ્યાનમાં રાખજો કે **नारीरूपं पतिव्रता."** રૂપ સુંદર હોય કે નહિ હોય તેમાં તો કાંઈ આવતું જતું નથી; ગુણવતી થવું એ જ તો વાંછનીય છે. દુઃખી માની અને વડીલોની આજ્ઞાકારિણી થવું જોઈએ. સ્વામીના દુઃખ અને સુખમાં સહયોગિની થવાની આવશ્યકતા છે. તેનું જ નામ સ્ત્રી અથવા સહધર્મિણી. આંખને પસંદ પડે એવી સ્ત્રી તો અનેક મળે છે. પરંતુ આજકાલ મનને યોગ્ય સ્ત્રી મળવી બહુ કષ્ટકર છે. માટે કહું છું, કે આંખને પસંદ પડે એવી સ્ત્રી ચાહતા નહિ. કર્તવ્ય કર્મ ભૂલતા નહિ. મધુર કૃષ્ણનામ કદાચ પણ ભૂલતા નહિ. આવો મહામંત્ર બીજો કોઈએ નથી.

તમારો પાગલ મોટો ભાઈ

૯૨

## પત્રાંક ૧૦

## (શ્રીયોગેશચંદ્ર વંદ્યોપાધ્યાય મહાશયની કન્યા)

**મારાં સ્નેહમયી મા !**

મારો પત્ર મળ્યા પછી પણ ચૂપ કરીને બેસી રહ્યાં છો ! માટે જ તો તમને રાક્ષસી મા કહી રહ્યો છું. તમે તો મારી મા ષષ્ઠિદેવી છો, જાણે છોકરાંઓને ખાઈ જનાર યમ. મા, તમે જેવાં ષષ્ઠીદેવી છો, તેવો જ મા, હું તમારો લોઢાનો ભીમ છું. મને ખાઇ શકશો નહિ, દાંતને લાગશે. મા, તમારો પુત્ર ખૂબ આનંદમાં છે, કશી ચિંતા કરતાં નહિ. તો પણ મા, દુષ્ટ પુત્ર કઇ વખતે શું કરી મૂકશે તે વિષે પણ કશી ચિંતા કરતાં નહિ. હસતાં હસતાં અને કૃષ્ણપાદપદ્મનું સ્મરણ કરતાં કરતાં મા, સંસારમાં પ્રવેશ કરો; અન્ય સર્વ ભૂલી જજો, પરંતુ કૃષ્ણને ભૂલતાં નહિ. જે કાર્ય કર્યાથી છેવટે બહુ સંતાપ કરવો પડે એવા કાર્યની નિકટ પણ જતાં નહિ. હસતાં હસતાં આવ્યા છો, હસતાં હસતાં ચાલો. મોઢું છુપાવવું પડે એવાં કાર્યમાં હસ્તક્ષેપ કરતાં નહિ. મા, જે કાર્ય કર્યા પછી એ વિષેનો વિચાર કરતાં મન પ્રફુલ્લ થાય તે જ તો પુણ્ય કાર્ય છે; અને જે કાર્યનો વિચાર કર્યાથી

શરીર કંપી ઊઠે તે જ તો પાપ કાર્ય છે. માટે કહું છું, કે મા, ઠીક સાવધાનથી પગ ટેકવી ટેકવીને ચાલજો કે જેથી પડી ન જવાય. મા, હું તો એક મહાપાતકી જન છું પરંતુ મહાપાતકીની મા કહીને કોઈ પણ ઘૃણા કરી ન શકે એવી રીતે વર્તજો. એવું કાર્ય કરજો કે જેથી તમારી ઉપર સર્વે સંતુષ્ટ રહે. નરમ વૃક્ષને જે દિશામાં નમાવશો તે દિશામાં તે નમી પડશે. માટે કહું છું, કે મા, હમણાંથી જ જે માર્ગ ગ્રહણ કરશો તે જ સ્વાભાવિક થઇ પડશે. આ સમયે જ મનુષ્ય પોતાના ભાવીચક્રની રચના કરી લઈ શકે છે. સારું હોય વા નરસું હોય, જેની જેવી મરજી થાય તે, તે લઇ શકે છે. માટે કહું છું, કે મા, આ સમયે જરા સાવધાનથી ચાલવું એ જ સારું છે. એવું કાર્ય કરવું જોઇએ કે જેને વિષે પાંચ જણ સમક્ષ બોલતાં ભય અથવા લજ્જા ન લાગે. સ્વામી એ પરમ દેવતા છે. સ્વામીનાં માબાપ તે જ તમારાં માબાપ છે. જેઓએ તમને જન્મ આપ્યો છે તેઓએ તો તમને દાનમાં આપી દીધાં છે; તેથી કરીને આપી દીધેલી વસ્તુ ઉપર તેઓનો કોઇ પણ જાતનો દાવો અથવા અધિકાર રહેતો નથી. અને જો કોઇ ભ્રાન્ત થઇને આવો દાવો કરે તો તેને તો પાપ જ લાગે. આ ક્રમે સાસુસસરાને પણ સાક્ષાત્ દેવદેવી સમજજો. તેઓએ આનંદિત થઇ આશીર્વાદ આપ્યાથી કોઇ પણ પ્રકારનું કષ્ટ થશે નહિ. પરંતુ તેઓ અસંતુષ્ટ થયેથી સાક્ષાત્ વૈકુંઠમાં રહ્યાથી

પણ આનંદ મળશે નહિ. તમારા આ પાગલ પુત્રની વાતો ધ્યાનમાં રાખજો. આ પાગલને ભૂલી જતાં નહિ. મા, હું શું તમારો પુત્ર થઈ શકું ખરો ? આશીર્વાદ આપો કે હું થઇ શકું. હું બહુ જ આનંદમાં છું. મારે માટે કશી ચિંતા કરતાં નહિ. તમારો પુત્ર નિરાનંદમાં શા સારૂ રહે વારૂ ? રાત્રિદિવસ રમ્યા કરતાં નહિ, ખરાબ પુસ્તકો વાંચતાં નહિ, ખરાબ વાતો સાંભળવા રોકાતાં નહિ, ખરાબ કાર્ય તમે પોતે પણ કરતાં નહિ તેમ બીજા લોકોને પણ કરવા દેતાં નહિ.

તમારો સ્નેહી પુત્ર

ઈશ

## પત્રાંક ૧૧

**ભાઈ રાધા !**

તમારો પત્ર મળ્યાથી હાથમાં સ્વર્ગ મળ્યું. ખરેખર ભાઇ, આ સંસાર જો ચિરદિન રહે તો રહી પણ શકે ખરો, પરંતુ આ સંસારમાં જે કાંઇ પણ વસ્તુને આપણે આપણી કહીએ છીએ, તે તો નિશ્ચય રહેવાની જ નથી. માન કહો, ધન કહો, સ્ત્રી પુત્ર પરિવાર કહો, કાંઈ પણ ચિરદિનને માટે આપણું નથી; આ તો સંપૂર્ણ રીતિએ નિશ્ચિત છે. એક બગીચો અથવા તો એક ઘર તમે આજે ભાડે રાખીને બે દિનને માટે તેને તમે તમારૂં પોતાનું ગણો છો ખરું. પરંતુ જરાક વિચાર કર્યાથી જ જણાશે કે નિશ્ચિત સમય વ્યતીત થયેથી તે વળી બીજાનાં થઇ પડશે. બગીચો, ઘર, ઇત્યાદિ તો તે જ પ્રમાણે રહેશે, માત્ર તમે તેનાં અધિકારી રહેશો નહિ. માટે કહું છું, કે બે દિવસની જે તે વસ્તુને માટે શા વાસ્તે દુઃખી થાઓ છો? લાખો કરોડો રૂપિયા હોય તો પણ તમે તો માત્ર ઉદરપૂર્ણના જેટલા જ અધિકારી છો, તે ઉપરાંત સર્વ કાંઇ અન્ય સ્થાને માત્ર એકઠું જ થઇને રહે છે. માટે કહું છું, કે ભાઇ, તમે તો મારી વાત સમજ્યા છો તેથી હું મને પોતાને ધન્ય સમજું છું. તમારૂં પોતાનું પૈત્રિક જે હરિનામ

તેનું જ સદા જતન કરતા રહો. વ્યાજે મૂકી તેની વૃદ્ધિ કરો, તેના થકી હરિનામમાં જે દરિદ્ર છે તેને સાહાય્ય કરી તેને કૃતાર્થ કરો અને તમે પોતે પણ થાઓ. માર ખાઈને પણ, અપમાન સહન કરીને પણ, જેને તેને આ મધુર નામ દેવાને માટે પ્રયત્ન કરજો. ભાઈ રે, સંસારમાં કોઇ પણ વસ્તુને માટે આટલી બધી મુંઝવણ પ્રકાશ કરતા નહિ. સારું–નરસું બંનેને મનમાંથી દૂર કરવાનો પ્રયત્ન કરજો. લોકનું આપેલું માન તે જે પ્રમાણે માન જ નહિ, તે જ પ્રમાણે લોકો તરફનો અપયશ તે અપયશ જ નહિ. કોઇ પણ રીતે મનમાં કષ્ટ અનુભવ કરતા નહિ. નિજખ્યાલમાં ઉન્મત્ત રહી આનંદિત થાઓ.

તમારો મોટો ભાઇ

હર

## પત્રાંક ૧૨

**બાબા યતીન!**

તમારો પત્ર વાંચી બહુ જ વ્યાકુલ થયો છું. બાબા! તમારા કષ્ટનો માત્ર વિચાર આવ્યાથી મને બહુ જ કષ્ટ થાય છે. સર્વ કાંઇ તે જ ઇચ્છામયની ઇચ્છાથી જ થાય છે અને ચાલે છે. આપણે કોઈ પણ પ્રકારે કર્મકર્તા થઈ શકવાના નથી. ગમે તેમ થાય બાબા, પૂર્વની કથા ભૂલી જાઓ, ભવિષ્યના કર્મ વિષે જરાક ધ્યાન રાખતા રહો. પશ્ચાત્તાપથી હૃદયને બાળી નાખો, અવશ્ય તે દયામય કૃષ્ણ તમારી ઉપર સ્નેહની નજર નાખશે. હવે જલદીથી આરોગી થઈ તમારા કર્મમાં જોડાઓ, એ જ માત્ર મારી ઇચ્છા છે અને એ જ તે કૃષ્ણ નિકટ પ્રાર્થના છે. કૃષ્ણે જો તમારી ઉપર નજર ન રાખી હોત તો શું તે દિવસે તમારું જીવન તમારા આ દેહમાં બચી રહ્યું હોત ખરું કે? ગમે તેમ થાય બાબા, તેમને ભૂલતા નહિ. તેઓ એવા બંધુ છે કે બદલાની આશા રાખ્યા વગર સર્વ ઉપર પ્રેમ રાખે છે! હવે તો જાણ્યું, કે તમારી ઉપર તેમની કેટલી બધી દયા! તેમને ભૂલતા નહિ અને તેમનું નામ છોડતા નહિ. નામરૂપી દોરીથી તેમને બાંધી શકાય છે; તે સિવાય બીજા કશાથી પણ તેઓ કોઈ પણ સમયે બંધાય તેમ નથી. મારાં માને

કહેજો, કે આ સંસારની ઝમક દેખીને સમયે સમયે ડૂબકાં ખાય નહિ. પૃથ્વીના બંધુને મેળવીને ચિરદિનના તે બંધુને ભૂલી જાય નહિ. આ પૃથ્વીમાં કેટલીએ વાર આવ્યા છીએ, અને કૃષ્ણને ભજ્યા વગર આપણું આવવું જવું હજી સુધીએ પૂરું કરી શકયા નથી. આ વેળાએ પણ ભૂલી ન જવાય તો સારું. બાબા, સાંભળ્યું છે, કે તમને તો તમારા આ પુત્ર પ્રત્યે અભિમાન થયું છે, તે ખરું કે? ઊલટું, મારે અભિમાન કરવું યોગ્ય છે. તમે તો કેટલા દિવસો પછી મારી આ એક વાર ખબર લીધી છે. બાબા, તમે લોકો તો અભિમાન કરી શકો તેમ છો કારણ કે તમારા લોકોને અભિમાન તો છે જ, અને મારી અવસ્થા જાણ્યા કારવ્યા પછી જો હું અભિમાન કરું તો તેમ થયાથી મારા અભિમાનને શોભા મળે તેમ નથી. હું તો જગત્માં એક મહાઘૃણિત અપદાર્થ છું, મારે વળી માન કરવાનું સ્થાન જ ક્યાં છે? તમો સર્વે પવિત્ર કરતાં પણ પવિત્રતર અને પવિત્રતમ થઇ સદાએ પૂર્ણ અભિમાને પૂર્ણ થઇ રહો– હું સુખી થઇશ. તો પણ આ વાત માત્ર કહું છું, કે જો અભિમાન કરવું હોય તો, તે, તે કૃષ્ણ પ્રત્યે કરજો. મનુષ્ય પ્રત્યે અથવા તો કીટ, પતંગ પ્રત્યે કરતા નહિ. જેમની સાથે પ્રાણનો પ્રેમ રહ્યો છે તેમના જ પ્રત્યે અભિમાન કરી શકાય છે. માટે કહું છું, કે કૃષ્ણને પ્રાણ સમર્પી પ્રેમ કરો અને તેમના પ્રત્યે અભિમાન કરો. પારકા પ્રત્યે અભિમાન ચાલશે નહિ, અભિમાન કર્યાથી પણ કાંઈ ફલ મળશે નહિ.

માત્ર પોતાના અભિમાનમાં પોતાને જ બળીને ભસ્મ થવાનું થશે. માટે કહું છું, કે બાબા, કૃષ્ણને નિજજન ગણી, સદાએ તેમને ચાહો. આ પૃથ્વીની કોઇ પણ વસ્તુ સ્થાયી નથી તો પણ આ પૃથ્વીમાં આવીને જે જે કર્મો કરાય છે તે કરેલાં કર્મો માત્ર ભોગકાલ પર્યન્ત સ્થાયી હોઈ, ભોગાવસાને તેનો પણ ક્ષય થાય છે; આ જ માટે પોતાનાં કર્મો ઉપર સદાએ નજર રાખવી એ જ કર્ત્તવ્ય છે.

તમારો લોકોનો સ્નેહી

હર

## પત્રાંક ૧૩

**બાબા યતીન!**

તે દિવસે તમારા લોકોને એક પત્ર લખ્યો છે. આજે રાધાના પત્રમાં, તમે સારી રીતે કાર્ય કરો છો વાંચી બહુ જ સુખી થયો છું. સર્વ કાંઈ મારાં ઇચ્છામયી માની ઇચ્છાથી જ થયું છે; તેઓ હવે તમને છોડીને રહેવાની ઇચ્છા કરતાં નથી; તેમને જ માટે, મને લાગે છે કે, તમને સ્થિર કર્યા છે. હવે નિશ્ચિંત મન રાખી મારાં મા અને તમારાં માને લઈને થોડા દિવસ એકત્ર વાસ કરો. બાબા, એવું ધારતા નહિ કે સ્ત્રી નિકટે રહેવાથી એક મહા અન્યાય થાય છે. સકલ વસ્તુની મૂલ શક્તિ તો તેઓ જ છે. કૃષ્ણ તો તેઓનું એક જાતનું મૉનૉપોલીનું—ઇજારાનું—હકનું—ધન છે. તેઓ માત્ર ઇચ્છા કરેથી જ જેને તેને કૃષ્ણ આપી શકે છે. શ્રીચૈતન્યચરિતામૃતના મધ્યમ ખંડના આઠમાં અધ્યાયનો એક શ્લોક હું તમને કહું છું; એકવાર તમે તે વાંચી જુઓ અને નિયમસર બેચાર માસ તે વિષે વિચાર કરશો તો તમને તેમાં શો અર્થ રહેલો છે તે

માલમ પડશે. શ્લોક આ પ્રમાણે છે,

*"**राधाया भवतश्च चित्तजतुनी**" ઇત્યાદિ.

જરાક વિચાર કરી જુઓ, કે આ બ્રહ્માંડરૂપી રમ્ય ગૃહ શેનાથી શણગારાયેલું છે અને તેને કોણ કોણ શણગારે છે? તમે પોતે તેને શણગારવા ન જતાં જેઓ એ કાર્ય કરે છે તેઓને સહાય કરજો. ક્રમે ક્રમે તમે પણ એ કાર્યના થોડા ઘણા માહિતગાર થશો અને થોડું થોડું કાર્ય તમે પોતે પણ કરી શકશો. +"નવીન અનુરાગરૂપી હિંગળાનો રંગ" લઇને તમે પણ તે વેળાએ કંઇક કંઇક શણગારી શકશો. રાજમિસ્ત્રિ (કડિયા) નિકટ મજૂરી કરતાં કરતાં ક્રમે ક્રમે રાજનું કાર્ય પણ સમજી શકાશે; ત્યારે નિશ્ચિંત થવાશે. પક્ષીને પકડી તેને

---

*શ્લોક ૪૩મો:-

**राधाया भवतश्च चित्तजतुनी स्वेदैर्विलाप्य क्रमाद्**
**युंजन्नद्रिनिकुंजकुंजरपते निर्धूतभेदभ्रमम् ।**
**चित्राय स्वयमन्वरंजयदिह ब्रह्मांडहर्म्योदरे**
**भूयोभिर्नवरागहिंगुलभरैः श्रृंगारकारुः कृती ॥**

અનુવાદ:-

"હે ગોવર્દ્ધનગિરિચારિન્! આ બ્રહ્માંડરૂપ રાજપ્રાસાદને કામશિલ્પીએ, તમારા અને શ્રીમતી રાધાના ચિત્તરૂપી લાક્ષ સાથે ઉભયના +નવીન અનુરાગરૂપી હિંગળાના રંગે લેપન કરી, પ્રેમાનલદ્વારા ક્રમે કરી અભેદરૂપે સંમિશ્રણપૂર્વક કેવા સુન્દરરૂપે અનુરંજિત કરી રાખ્યો છે!"

પિંજરમાં રાખી જોવા કરતાં જંગલમાંના પક્ષીઓ જોઈને સુખી થાઓ. પક્ષીને ભલે જોવાનો પ્રયત્ન કરજો પણ પકડવાનો પ્રયત્ન કરતા નહિ. જે પક્ષીને પકડે છે તેનું તો એક જ માત્ર પક્ષી છે એમ કહેવાય, પણ જે પક્ષીને પકડતો નથી તેને વિષે તો એમ જ કહી શકાય કે જગતનાં સર્વ પક્ષીઓ તેનાં જ છે. જે કાંઈ તમે પકડયું છે તે જ સારૂં છે, વધારે ધરવાનો પ્રયત્ન કરતા નહિ; ઊલટું જેને પકડયું છે તેને પણ છોડી દેવાનો પ્રયત્ન કરવો ઉચિત છે. ઈચ્છા કરી જો છોડી ન શકાય તો દ્વાર ખુલ્લું રાખી દો; ઈચ્છા હશે તો ઊડી જશે, ઈચ્છા નહિ હશે તો રહેશે. પાગલની માફક શું શું લખી નાખ્યું તે વિષે મને પૂછતા નહિ, મેં તો પાગલની માફક બકી દીધું. મેં શું બકી દીધું તે હું પોતે જ સમજી શકયો નથી. આ વિષે તમે પોતે જ વિચાર કરી જોશો તો સમજી શકશો. કોઈને પણ પૂછવાની જરૂર નથી. બાબા યતીન! તમને લોકોને મેળવીને સમસ્ત પૃથ્વી મને શ્રીધામ વૃન્દાવન જેવી લાગે છે. કૃષ્ણ તમને લોકોને ચિર શાન્તિમાં રાખે એ જ માત્ર મારી પ્રાર્થના છે. મસ્તક નમાવી તેમના પદતલનું શરણ લેવા સિવાય બીજું કાંઇ હોઈ શકે એમ મને લાગતું નથી. બાબા, તમે જે રીતે મને પત્ર લખો છો તે વાંચી મારા પ્રાણ ઊડી જાય છે. મારા કૃષ્ણના રાજ્યમાં આટલું નિરાશ થવાનું હોતું નથી. તે આનંદના રાજ્યમાં આનંદ સિવાય બીજું કશુંએ

નથી; માટે કહું છું, કે બાબા, "કૃષ્ણ" "કૃષ્ણ" કહો અને આનંદમાં દિન વ્યતીત કરો. તેમની પાસે જે જે માગવામાં આવ્યું હતું તે તો સર્વે મળ્યું છે તો પછી શા વાસ્તે આપણે મુંગા બેસી રહીએ? જ્યારે આપણે જાણ્યું છે, કે કૃષ્ણ પાસે જ્યારે અને જે પણ માગશું તે તરત જ મળશે તો પછી આપણને ચિંતા શેની હોઇ શકે વારૂ? અને શા વાસ્તે આપણે દુઃખમાં દિવસો કાઢીએ વારુ? તો પણ આટલું તો આપણે મનમાં રાખવું ઉચિત છે કે રત્નના બદલામાં આપણે કાચ માગી ન લઇએ. આ પૃથ્વીની બે એક વસ્તુઓ માગ્યા પછી આપણે કેવલ વિશ્વાસ રાખવો જોઇએ કે તેમની પાસે જે માગશું તે મળશે જ. વિશ્વાસને માટેજ માત્ર બે એક વસ્તુઓ માગવી; ત્યાર પછી આ પૃથ્વીની કોઈ પણ વસ્તુ માગતા નહિ. તેમની પાસે કેવલ પ્રેમ અને ભક્તિ સિવાય અન્ય કોઇ પણ વસ્તુ માગતા નહિ. પ્રેમ માગવા જતાં, પ્રથમ બે એક ઠોકરો ખાવી પડશે; તેમાં જો પાછળ હઠ્યા તો પછી કાંઈ વળવાનું નથી. પણ જો તેમ થયાથી પણ આગળ વધાય તો પછી કિલ્લો સર થયો સમજવો. પ્રેમ માગવા જતાં, જેમ બચ્ચાંને આકાશમાંનો ચંદ્રમા માગતી વેળાએ ભૂલાવી નાખવાને માટે કેટલાંએક રમકડાં આપવાં પડે છે તેમ તમને પણ કેટલાંએક રમકડાં આપશે, પરંતુ તેમાં તમે ભૂલ ખાતા નહિ. બાબા, કશો ભય નથી. ગત વિષયનો હવે કશો વિચાર કરતા નહિ, ભવિષ્યત્ પણ ભૂલી જાઓ,

નિશ્ચિંત મન રાખી મધુર નામ લેતા રહો, સર્વ કાંઇ પ્રાપ્ત થશે. ઊલટું કૃષ્ણને ભૂલવામાં ક્ષતિ નથી પરંતુ કૃષ્ણનું નામ ભૂલતા નહિ. નામ કરતાં કરતાં પ્રેમ અને પ્રેમના ફલસ્વરૂપ કૃષ્ણ મળશે. પ્રેમની નિકટ કૃષ્ણનું કૃષ્ણત્વ પર્યન્ત પણ કાંઈ કામનું નથી, અન્ય બધી વસ્તુઓની તો વાત જ નહિ! આ રાજ્યમાં મુક્તિની કિંમત ઘણીજ થોડી છે, કોઈ પણ તેને ખરીદવા ચાહતું નથી: અહીંયાં તો મુક્તિ, દુકાનના કોથળામાં પડી પડી સડી ગઇ છે. બાબા, શરીર તો એક દિન ને એક દિન ચાલી જશે જ; તેને માટે વળી ભય તે કેવો ? વધુમાં મારે તો સર્વે ઉપયુક્ત પુત્ર, કન્યા, મા, બાપ, ભાઇ, બાંધવો છે. મને તો કશાથીએ ભય લાગતો નથી. તો પણ સમયે સમયે મને લાગે છે, કે તમારા લોકોની નિકટ રહી આનંદમાં હસતાં રમતાં ચાલી જઇ શકું તો મને વધુ આનંદ થાય. ગમે તેમ હોય, પણ મારી ઇચ્છાથી કશું આવતું જતું નથી, કૃષ્ણ ઇચ્છા જ સર્વ સમયે ફલવતી અને બલવતી હોય છે. તેઓ જે કરશે તે જ મારે વિષે સારૂં છે; કારણ કે સ્વામી, સ્ત્રીને ગમે ત્યાં રાખી સુખી થાય તેમાં સ્ત્રીને હા કે ના કહેવાનો કંઇ પણ અધિકાર નથી. માટે કહું છું, કે બાબા, હા કે ના કહેવાની મારી કોઈ શક્તિ પણ નથી તેમજ ઇચ્છા પણ નથી. કૃષ્ણ જે પણ કરશે, હસતાં હસતાં તેમાં જ આનંદ પ્રકાશ કરીશ. આપણે તો જીવાધમ છીએ, કૃષ્ણ–તત્ત્વ અને કૃષ્ણ–મહિમા તે વળી શું સમજી શકીએ ? માટે કહું

છું, કે મસ્તક નમાવી તેમના પદતલે શરણુ લેવા સિવાય બીજું તે આપણું શું કરણીય છે?

તમારા લોકોનો પાગલ પુત્ર

ઈર

## પત્રાંક ૧૪

**બાબા યતીન!**

તમને લોકોને પત્ર લખ્યા પછી તરત જ શાન્તિપુરથી મારાં મા અને તમારાં માના પત્રો મળ્યાથી બહુ જ આનન્દિત થયો છું. તમારા પત્રમાં તેઓને એક પત્ર મોકલ્યો છે. બાબા, સમય મળે કોઇ નિર્જન સ્થાનમાં ફરવા જજો. નિર્જન સ્થાનમાં અનેક રત્નો હોય છે, માત્ર ઊંચકી લેવાથી મળે તેમ છે. પ્રેમરૂપી વૃક્ષ નિર્જન સ્થાનમાં જ હોય છે. તેનું ફલ બહુ જ સ્વાદિષ્ટ હોય છે, શોધતાં શોધતાં જ તે તમને મળશે. જ્યાં સુધી સમસ્ત જમીન સારી રીતે ભીંજાઇ જાય નહિ ત્યાં સુધી જલનો માર્ગ બંધ કરતા નહિ. અન્યનો સંગ થવાથી આ જલ–સ્રોત બંધ થઇ જાય. માટે કહું છું, કે થોડા દહાડા માટે અન્યના સંગનો ત્યાગ કરીને ચાલજો, મનની વાસના પૂર્ણ થશે; નહિ તો જમીન પણ ભીની થશે નહિ અને નકામાં માત્ર તકરાર ઉપસ્થિત થશે. જ્યાં સુધી માર ખાઇને પણ સામા પ્રતિ દયા દેખાડતાં નહિ શીખો ત્યાં સુધી વૃક્ષલતા સાથે વાતચીત કરજો, ત્યાર પછી કૂતરાં, બિલાડાં, ઇત્યાદિ સાથે, અને ત્યાર પછી મનુષ્ય સાથે. એકદમ પર્વત ઓળંગવા જતા નહિ, પડી જશો. મારા હાથ પગ ભાંગી

ગયા છે, માટે જ તો તમને લોકોને સમયે સમયે સાવધાન કરું છું એ ધ્યાનમાં રાખજો. મારે વિષે ચિંતા કરતા નહિ, હું આ શરીર છોડયા પછી પણ તમને લોકોને છોડવાનો નથી એ ધ્યાનમાં રાખજો. તો પછી બીજી ચિંતા શી છે? મધુર કૃષ્ણનામ ભૂલતા નહિ, નામ જ મહામંત્ર છે, નામ જ પરમ મંગલ છે. નામ કરતાં બીજું કાંઈ શ્રેષ્ઠ હોય એમ મને લાગતું નથી. દરિદ્ર હોવા છતાંએ જો બે વેળા પેટ ભરી ખાવાનું મળે તો તેની પાસે રાજત્વ પણ કાંઈ વસ્તુ નથી.

તમારા લોકોનો સ્નેહી પાગલ પુત્ર

હર

## પત્રાંક ૧૫

**બાબા યતીન !**

તમારો સ્નેહ અને આદરપૂર્ણ પત્ર વાંચી જે કાંઈ મને આનંદ થયો છે તે તો માત્ર અન્તરના ધન હરિ જ જાણે છે; તે લખીને પ્રકાશ કરવાની ભાષા જ નથી. ભાષા હોય તો પણ તેમ કરવું જીવની શક્તિની બહાર છે. મારું સાધન ભજન સર્વસ્વ તમે લોકો જ છો. જ્યારે પણ તમારા લોકોનો વિચાર આવે છે ત્યારે સંસાર ભૂલી જવાય છે અને હું પોતે જાણે બ્રહ્મમંડલમાં હોઉં એવો વિચાર આવે છે. નજરોનજર તે લીલામય અને તે પ્રેમમયીના પ્રેમનો ખેલ જોઈ શકું છું. ખરું કહેતાં બાબા, તમે લોકો જ મારું ધન, તમે લોકો જ મારા નેતા અને પથ-પ્રદર્શક છો. જેમના પુત્રો પરમભક્ત હોય છે તેમના પિતા અંધ હોવા છતાંએ કોઈ પણ ખોટ જણાતી નથી. તમે લોકો મારો હાથ પકડીને કિંવા ઊંચકી લઈને નિશ્ચય જ તે અભિલષિત આનન્દધામમાં લઈ જશો. વળી તમારા લોકોના કરતાં મારી મુખ્ય સહાય મારાં આદરિણી મા-લોકો છે. મારા જેવો ભાગ્યવાન્ કોણ છે, બાબા? તમારા લોકોને મેળવ્યાથી જ હું પાપ પુણ્ય કશાનો પણ ભય કરતો નથી, તમારા લોકોને લીધે જ મારું આટલું જોર,

આટલું માન અને આટલો આદર છે. નહિ તો મારા જેવા પાખંડીનું નામ પર્યન્ત પણ કોઈ લેત નહિ. બાબા, હવે તો ઠીક જાણ્યું ને કે મારી અવસ્થા શી છે? તમે લોકો જ મારો એક માત્ર આશ્રય છો, તમારા લોકોએ, કોઈ પણ રીતે, મારી સામાન્ય માત્ર પણ ઉપેક્ષા કર્યાથી મારું મહા-પતન થશે. તેથી કરીને જ તમને લોકોને સદાએ કહેતો આવ્યો છું, કે તમે લોકોએ જે આશ્રય લીધો છે તે જ દઢતમ આશ્રયને અતીવ સાવધાને મન–પ્રાણ લગાડીને પકડી રાખજો. જોજો, કોઈ પણ વેળાએ લક્ષ્ય ભ્રષ્ટ થઈ મને મહાવિપદમાં ફેંકી દેતા નહિ. તે દયામય હરિનું નામ જ તમારા લોકોનો આશ્રય છે. આ સુદઢ કિલ્લામાં વાસ કર્યાથી કોઈ પણ શત્રુ કોઈ પણ સમયે કોઈ પણ જાતની પીડા આપી શકશે નહિ. જે આ કિલ્લામાં વાસ કરે છે તે સદાએ નિશ્ચિંત અને પરમ આહ્લાદમાં રહી શકે છે. આ કિલ્લામાં રહેનારાઓની રક્ષા અને શક્તિ માટે ધ્યાન, ધારણા, ઉપરતિ ઈત્યાદિ મહા મહા બલવાન રક્ષક, સારથી, સેનાપતિ રાખવા પડતા નથી; કારણ કે તે ચક્ર-ધારીનું ચક્ર બહુ જ વિચાર પૂર્વક તે કિલ્લાની ચારે બાજુએ રક્ષા કરે છે. તે ચક્રના દૂરદર્શન માત્રથી કામ, ક્રોધ, ઈત્યાદિ પરમ ઉગ્ર અને મહાબલવાન્ શત્રુઓ ભયથી આમ-તેમ જોયા વગર દૂર પલાયન કરી પોતાનો બચાવ કરે છે. માટે કહું છું, કે બાબા, ભક્તોની નિકટ અતીવ મધુર અને શત્રુ નિકટ વજ્ર કરતાં પણ કઠિન એવું કૃષ્ણનામ

કદાચ્ય પણ ભૂલતા નહિ. ખાતાં, સૂતાં, રમતાં, નાચતાં, ગાતાં નામ-સ્મરણ કરતાં રહેજો અને નિજ-જનને પણ સ્મરણ કરાવજો. નામ ઉપર નિર્ભર થઈ, બદ્ધજીવ મુક્ત થઈને, જેમનું તે નામ છે તેમને અવશ્ય મેળવશે એમાં કાંઈ પણ સંદેહ નથી. યોગ, તપસ્યા, ઇત્યાદિમાં ડગલે ડગલે પગ સરકી જવાનો ભય રહ્યો છે. આ જ કારણથી આમાં ફલાફલ અનિર્દિષ્ટ—અચોક્કસ—છે. પરંતુ નામનો આશ્રય કર્યાથી કાઇ પણ જાતના ભયનું કારણ જ નથી. જીવને આ ભૂલ વિનાનો માર્ગ દેખાડ્યો છે માટે જ તો પ્રેમના ઠાકુર શ્રીગૌરાંગ, જીવોના પક્ષે અવતાર—શ્રેષ્ઠ છે. બીજા માર્ગોમાં નાત-જાતનું પાર્થક્ય રહેલું છે. યોગના માર્ગમાં હિન્દુ, મુસલમાન, ક્રિશ્ચિયન, ઇત્યાદિ મધ્યે કેટલું બધું પાર્થક્ય રહેલું છે; પરંતુ નામના માર્ગમાં બધી જ એકતા છે, સર્વત્ર જ સમતા છે. હિન્દુ, મુસલમાન, ક્રિશ્ચિયન, ઇત્યાદિ સર્વે જ પોતપોતાની માળા લઇને તે જ દયામયનું જુદી જુદી ભાષાઓમાં નામ લે છે. માટે કહું છું, કે આવો નિત્ય, શુદ્ધ અને સર્વવાદ સંમત માર્ગ બીજો કાઇએ નથી. તેથી કરીને સર્વ કાંઇ ભૂલીને પ્રાણના આનંદથી નામમાં ડૂબ્યા રહો. તે વેળાએ તમે પોતાને અને સ્વજનને પણ મહા આનંદમાં રાખી શકશો. મનને દૃઢ કરો, સંપૂર્ણ વિશ્વાસ રાખો, નિશ્ચિંત થશો ને થશો જ. નામનું વળી એક એવું પ્રાધાન્ય છે કે તપસ્યા કરતાં કરતાં અનેક ઐશિક (દેવી) શક્તિ આવી પડે છે અને તેમાં જીવ

મુગ્ધ થાય છે અને આત્મહારા થઇ જીવનના જીવનને ભૂલીને અહંકારમાં મત્ત થઇ પડે છે; પરંતુ નામમાં તે ભય નથી. જેટલા પ્રમાણમાં શક્તિ આવે છે તેટલા પ્રમાણમાં પ્રેમની વૃદ્ધિ થઇ જીવને નત અને શાન્ત કરે છે. તપસ્યાનું ફલ અનૈસર્ગિક હોય છે અને નામનું ફલ પ્રેમ હોય છે. આથી જ સમજી શકશો કે આ બંનેમાં પાર્થક્ય શું છે? આ સંબંધમાં બીજાઓની સાથે વિચાર કરતા નહિ, જો વિચાર કરવો હોય તો પોતાના પ્રાણની સાથે અને પોતાના પ્રાણના મનુષ્ય સાથે કરજો; આમ કર્યાથી જ તમે સમજી શકશો. આની સૂક્ષ્મ ગતિ સકલની નજરમાં આવતી નથી, આટલા માટે જ જેની તેની સાથે આ સંબંધે વાત કર્યાથી આનંદને બદલે નિરાનંદ, પ્રેમના પરિવર્ત્તે ક્રોધ અને વિશ્વાસના પરિવર્ત્તે મહા અવિશ્વાસ અને સંદેહ આવી, અનેક દિનનું અતિ કષ્ટે મેળવેલું ધન એક નિમેષ માત્રમાં ખોઇ બેસવું પડશે. માટે કહું છું, કે જ્યાં સુધી સંપૂર્ણ બલ મેળવ્યું નથી ત્યાં સુધી સંકીર્ણ માર્ગમાં અને સંગોપનમાં ચાલવું પડશે; આગળ પછી ભય નથી. માછલાંનાં બચ્ચાંની માફક પ્રથમ સામાન્ય સ્થિર જલમાં પ્રતિપાલન કર્યા પછી અતિ ક્ષુબ્ધ અને નાના રકમ હિંસ્ર જીવથી પરિપૂર્ણ એવા સમુદ્રમાં પણ જો છોડી દેશો તો તે નિર્ભયે વિચરણ કરશે અને દિનપ્રતિદિન મોટું થશે. પરંતુ પ્રથમથી જ જો તેને સમુદ્રમાં છોડી દેશો તો સામાન્ય જીવો તેને વિના

કલેશે ખાઇ જશે, તે વેળાએ પાછું ફરવાનો ઉપાય રહેશે નહિ. માટે કહું છું, કે પ્રથમ તો જરા સાવધાનથી ચાલવુ પડશે. લોકનું કષ્ટ જોઇને અંતરમાં ને અંતરમાં તે વિષે તે દુઃખહારી હરિને નિવેદન કરજો. પરંતુ જ્યાં સુધી બલ પ્રાપ્ત થયું નથી ત્યાં સુધી સાક્ષાત્ રીતે પતિતનો ઉદ્ધાર કરવા જતા નહિ. તેમ કરવા જશો તો કૃતકાર્ય પણ થવાશે નહિ અને લાભમાં તમે પોતે પણ પડી જશો અને તમને આઘાત લાગશે. મનથી અને પ્રાણથી અપરના મંગલની પ્રાર્થના કરજો, પ્રભુ નિશ્ચય જ તમારા લોકોની વાસના પૂર્ણ કરશે. સામાન્ય પાર્થિવ સુખ દુઃખમાં પડ્યા રહીને અનન્ત સુખ દુઃખ ઉપરથી નજર ચૂકવતા નહિ. બે દિવસના ભાડાના ઘરના જતન પાછળ અને તેને શણ-ગારવા પાછળ નિજના ચિરસ્થાયી ઘરને શ્રીભ્રષ્ટ કરતા નહિ. નોકરીના સ્થાનમાંના બે દિવસના માત્ર વાતચીતના બંધુને મેળવીને તે ચિરદિનના પ્રાણબંધુને ગુમાવતા નહિ. આ પૃથ્વી તો આપણે માટે બે દિવસનું માત્ર નોકરીનું સ્થાન છે એ વાત સદા ધ્યાનમાં રાખજો. નામ કરવા સમય બીજો વિચાર આવે તો તેથી દુઃખીત થતા નહિ, તેમ થવાથી કોઇ પણ દોષ થતો નથી, પરંતુ નામ કરવા સમયે પ્રાણની આકુલતાને સાથે લઇને બેસજો. એક વાર સંકલ્પ કરી કોઇ પણ કાર્યમાં વ્રતી થયા પછી કોઇ પણ પ્રકારની અશોચતા સ્પર્શ કરી શકતી નથી. પરંતુ જોજો કે વ્રતી થઇ બેસવા પૂર્વે કોઇ પણ અશોચતા લાગી રહે

નહિ. આકુલતાને અને તેની પ્રિય ભગિની લાલસાને તમારી નિત્ય સંગિની કરજો; તેઓ જ મારા વૃન્દાવનની લલિતા અને વિશાખા છે; તેઓ જ કૃષ્ણ આપવા–લેવાને એક માત્ર અધિકારી છે. આ બંને જણાંનો સંગ કદાચ પણ છોડતા નહિ. તેઓ જ આપણો હાથ ધરી નિકુંજ–કાનનમાં યુગલ મિલન દેખાડશે, તેઓ જ તમારો હાથ ધરી રાધાકૃષ્ણની નિકટ નિત્ય સેવાને માટે નવીન દાસી કરી તમને અર્પણ કરશે. કુમાર નામની માખીની માફક તેઓ જ તમને તેઓનો પોતાનો રંગ ચઢાવશે. માટે કહું છું, કે તેઓને ભૂલી જતા નહિ. જે આહાર આપ્યાથી તેઓ પરમ પુષ્ટ થાય તે જ આહાર તેઓને જતનથી આપજો. તેઓ શું ખાઇને સારાં રહી શકે અને પુષ્ટ થાય તે જો તમે પોતે ન જાણી શકો તો જેઓની નિકટ તેઓ રહ્યાં છે તેઓ નિકટ જઈ, જોઇ અને સાંભળી આવજો. પ્રચંડ સૂર્યતાપમાં તેઓને રાખતા નહિ, મલિન થઈ જશે. સદા નાના રકમ આવરણમાં ઢાંકી રાખજો. તમે શું જાણતા નથી, કે શરીર સર્વદા વસ્ત્રમાં ઢાંકેલું રહે છે તે કારણથી હાથના અને મુખના રંગ કરતાં તેનો રંગ કેટલો બધો ઉજળો હોય છે ? ગ્રીષ્મ–પ્રધાન દેશ કરતાં શીત–પ્રધાન દેશના લોકો સુંદર હોવાનું આ જ કારણ છે. માટે કહું છું, કે જ્યાં સુધી રંગ પાકો થાય નહિ ત્યાં સુધી આવરણમાં રાખવાનો પ્રયત્ન કરજો. લજ્જા જ સ્ત્રીઓનું આવરણ છે, લજ્જા ગુમાવ્યા પછી તે મધુરતા રહેતી નથી.

પાગલ હરનાથ

આ માટે જ કહું છું, કે આ લોકોનાં મુખનું આવરણ જેની તેની નિકટ ખોલી બતાવવાનો પ્રયત્ન કરતા નહિ. જેઓ કામની નજરથી જુએ, તેઓની છાયાનો પણ સ્પર્શ કરવા દેતા નહિ. આ વિષે સદાએ સાવધાન રહેજો. બાબા, માને નિકટ રાખવા કહ્યું તેમાં કોઇ પણ પ્રકારનું ખોટું મેં કર્યું નથી. તમારા સંબંધે જે પ્રમાણે શાંતિપુર છે, અન્ય સ્થાન પણ ઠીક તે જ પ્રમાણે છે. કોઇ પણ જાતનો ફરક ન દેખાયાથી જ મેં તે પ્રમાણે લખ્યું હતું. પરંતુ સત્ય વાત તો એ છે, કે અનુરાગના ધનને દૂર રાખ્યાથી પ્રકૃત (ખરો) અનુરાગ વૃદ્ધિ પામે છે અને પુષ્ટ થાય છે. પરંતુ ચિરદિન એક જ ભાવ રાખવો તે કોઈ પણ કાર્યને માટે સારૂં નથી. એક વર્ષ શીખ્યા પછી વર્ષાન્તે પરીક્ષા આપવી તે તો કર્તવ્ય જ છે. ત્યારે જ ઉન્નતિ કે અવનતિ થાય છે કે કેમ તે સમજી શકાય છે. ભોગની વસ્તુને નિકટમાં રાખી ત્યાગ કરવો તેનું નામ જ ત્યાગ છે. મનમાં ને મનમાં ત્યાગ કરવો એ અસંપૂર્ણ અને ભ્રાન્તિમૂલક છે.

તમારા લોકોનો પ્રિય પાગલ પુત્ર

હર

## પત્રાંક ૧૬

**શ્રી હારાણચંદ્ર સેન !**

તમારો પત્ર મળતાંવેંત જ આનંદમાં અભિભૂત થઇ ગયો. બાબારે, મારું શરીર હવે ચાલતું નથી, તેથી કરીને સમયે સમયે વિચાર આવે છે કે હવે હું વિશ્રામ લઉં ! પરંતુ કર્મ છોડતું નથી, પેટને માટે બધુંએ કરવું પડશે અને પડે છે; એને માટે તમે ચિન્તા કરતા નહિ. હું મારા પ્રાણના પ્રાણ કૃષ્ણ વગરનો થઇને આટલો નિષ્પ્રભ અને શક્તિશૂન્ય થયો છું. શા માટે મેં તેમને ગુમાવ્યા છે? કોણ જાણે નામમાં હવે રુચિ નથી. ગમે તેમ થાય, પણ બાબા, તમને લોકોને મેળવી હું સર્વ ભૂલી ગયો છું. હવે તમે લોકો મને ભૂલતા નહિ. બાબા, આ જગતની કોઇ પણ વસ્તુમાં બહુ આસક્ત થતા નહિ. જે મનુષ્ય અહીંયાંની વસ્તુમાં જેટલા પ્રમાણમાં પ્રેમ લગાડે છે તે તેટલા જ પ્રમાણમાં ઠગાઇને "હાય" "હાય" કરે છે. કૃષ્ણ અને કૃષ્ણનામ છાડી જેને પણ પકડવા જશો તેમાં ઠગાવાનું થશે. છાયાને કોઇ કદિ પણ પકડી શકે ખરો? માટે કહું છું, કે બાબા, આ સંપૂર્ણ છાયારૂપી પૃથ્વીની કોઇ પણ વસ્તુમાં અતિશય આસક્તિ રાખતા નહિ. કૃષ્ણનામ કદાચ પણ છોડતા નહિ. આ

પાગલ હરનાથ

પૃથ્વીનું સુખ જેમ ક્ષણસ્થાયી છે તેમ દુઃખ પણ ક્ષણસ્થાયી છે; આમાં પડીને આપણું ચિરદિન સંબલ જે કૃષ્ણ નામનો અમૂલ્ય ખજાનો છે તે આપણને છોડવો ન પડે તે ધ્યાનમાં રાખવું જોઇએ. કાયા—મન—વાક્યદ્વારા કૃષ્ણ પાદપદ્મમાં શરણ લો અને પરોપકારને જીવનનું વ્રત કરો. અન્ય વ્રત, નિયમ, કાંઇ પણ કામનાં નથી. બાબા, સ્વર્ગ અને નરકમાં કાંઇ પણ પ્રભેદ નથી, આપણે ભ્રાન્તિવશ થઇને જ આ પ્રભેદ જોઇએ છીએ. જેમ સુખ કરતાં દુઃખ સારું છે તે જ પ્રમાણે સ્વર્ગ કરતાં નરક ઊલટું મારી બુદ્ધિ પ્રમાણે મહા આનન્દનું સ્થાન છે. વિસ્મૃતિને લઇને જ સ્વર્ગ અને સ્મૃતિને લઇને જ નરક. તેથી કરીને નરકને જ શ્રેષ્ઠ કહેવું જોઇએ. માટે કહું છું, કે આ બંને પ્રત્યે દૃષ્ટિપાત કર્યા વગર સદા હરિપ્રેમમાં ડૂબ્યા રહો, કોઇ પણ ભય રહેશે નહિ. દાદુડીઓ તો સુખ દુઃખ બંનેથી જ વર્જિત છે. શ્રીધામ વ્રજમંડલમાં કેવો આનંદ મળ્યો તે લખજો. મારા જેવા હતભાગ્યના અદૃષ્ટમાં વૃન્દાવન—દર્શન નથી.

તમારા લોકોનો

હર

## પત્રાંક ૧૭

**પરમ પ્રેમિક જુગલ !–(હારાણચંદ્ર સેન)**

તમારા લોકોનો સ્નેહપૂર્ણ પત્ર વાંચી જે હું આનન્દિત થયો છું તે તો માત્ર તે પૂર્ણાનન્દ કૃષ્ણ સિવાય બીજું કોણ જાણી શકે? ખરેખર જ તમે લોકો નવજીવન મેળવી કૃતાર્થ થયા છો. જ્યારે હરિનામમાં આટલો બધો વિશ્વાસ છે તો પછી તમને લોકોને ભય તે વળી શો છે? તમો બંનેને મેળવીને હું પણ હવે નિર્ભય થયો છું. તમારા લોકોની દયાથી હું પણ તે કૃષ્ણચંદ્રની દયા મેળવી શકીશ. અનેક દિનથી તમારા લોકોની આશાથી વાટ જોઈ રહ્યો હતો; આજે તે આશા પૂર્ણ થઇ છે. આજે મારો વળી એક નવો પ્રેમનો સંસાર થયો છે. નવીન બગીચામાં નવીન ફૂલો જોઇને કોના પ્રાણને આનન્દ ન થાય વારૂ! હું ધન્ય થયો છું, કૃતાર્થ થયો છું. બાબા, તમારા પત્રમાં બે એક વાતો વાંચી મને હસવું આવ્યું. તમે મારા "ભક્તવૃન્દ" વિષે લખ્યું છે. બાબા રે! હું જ જગત્માંના સર્વની સેવા કરવા આવ્યો છું; મારા કરતાં હીન આ જગતમાં બીજો કોઇએ નથી. હું જ તો સર્વનો ભક્ત છું, મારાં તે વળી ભક્તો કયાંથી હોય? હું અતીવ નીચ જન છું, આ માટે જ તમારા

જેવા મોટા પુરુષો મારી ઉપર દયા રાખ્યા વગર રહી શકે તેમ નહિ હોવાને લીધે જ મને ચાહે છે. હું તો સર્વેનો ઋણી છું. તેઓના પ્રેમનો બદલો વાળવાની મારી શકિત નથી. કયાં તેઓ કૃષ્ણપ્રેમમગ્ન પ્રેમી જીવો અને કયાં હું નિજસ્વરૂપને ભૂલી ગયેલો બદ્ધ જીવાધમ! મારી ગતિ–મુક્તિ તો તમે લોકો જ છો. જ્યારે દયા કરી છે ત્યારે તો હવે મને છોડતા નહિ. સદાએ દયાની દૃષ્ટિ રાખજો. બાબા, અત્યંત દરિદ્ર પાસે મહારત્નની ભિક્ષા માગવા પ્રમાણે મારી પાસે કૃષ્ણપ્રેમ માગવામાં તમારો મનોરથ વિફલ જ જશે. હું તો એક મહા પાખંડ છું. માત્ર પાખંડ જ હોત, તો કોઇને કોઇ દિવસ નિતાઈ ઉદ્ધાર કરત. પરંતુ મારો તો ઉપાય જ નથી, કારણ કે હું તો મહા શઠ છું. મુખે હરિનામ લેવાનો ડોળ કરું છું અને અંતરમાં નાના રકમની કુચિંતા અને કુઅભિલાષાઓને પોષતો રહું છું. લોકોને ભૂલાવવાની જાળ મેં ઠીક પાથરી રાખી છે. મનુષ્ય ભૂલે છે ખરો પણ તેમાં મારાં નિતાઇ ભૂલે તેમ નથી. માટે કહું છું, કે બાબા, મારો તો હવે ઉપાય જ નથી; તો પણ મારી સકલ આશા અને ભરોસો તો તમે લોકો જ છો. મને કુપથે ચડેલો જોઇને ઘૃણા પ્રકાશ કર્યા વગર, દયા પરવશ થઇને, સત્પથે ચડાવવાનો પ્રયત્ન કરજો. મારે તો બીજા કોઇએ નથી, તમે લોકો જ મારાં મા, તમે લોકો જ મારાં બાપ, તમે લોકો જ મારાં નિજજન છો, માટે જ તો હજી સમય

રહ્યો છે તેથી તમને લોકોને કહી રાખ્યું કે મારી ઉપર દયાની દૃષ્ટિ રાખતાં ભૂલતા નહિ. વળી બીજી એક વાત એ કે તમને લોકને ન કહું તો મારે કહેવું કયાં? મારા જેવા પાતકીની વાત તો ગૌર-નિતાઇની સમક્ષ પહોંચી શકે તેમ નથી. પાપીઓની વાત તો તમે લોકો ચિરદિનથી પ્રભુના પાદપદ્મમાં નિવેદન કરતા આવતા રહ્યા છો. તે અદાલતના વકીલ તો તમે લોકો છે. તમે લોકો જ ચિરદિનથી પ્રભુના પ્રિય પાત્ર છો. સેનવંશીઓ ખરેખર જ પ્રભુના નિજજન છે. શિવાનંદ, નરહરિ, આ લોકો તો અમારા નિતાઇ ગૌરના પ્રાણ કરતાં પણ વધારે પ્રિય છે. તમે પણ તે વંશના એક જન છો. તો પછી મારી વાત પ્રભુના દરબારમાં કાં નહિ કહો વારુ? તમારા લોકોમાં શકિત છે માટે જ તો આજ તમારા લોકોનું મુખ જોઇ રહ્યો છું; જોજો, મને નિરાશ કરતા નહિ. તમે લોકો જ મારૂં બલ, બુદ્ધિ છો. મારાં માને કહેજો, કે તેઓ તેમના આ દુષ્ટ છોકરા ઉપર સ્નેહ અને દયાની નજર રાખે. બાબા, તમે તો વિચારશાલી છો. તેથી કરીને તમે તો છોકરાના ગુણ દોષનો વિચાર કરીને પ્રેમ કરો છો; પરંતુ મા-લોકો તો એવી જાતનો વિચાર કરતાં જ નથી. સારાં હોય અથવા નરસાં હોય, છોકરાંઓ તો માને સમાન પ્રિય હોય છે; માટે જ તો તેઓની પાસે હું વધારે છૂટ લઇ શકું છું. તે લોકોની દયા ચિરદિનને માટે મેળવી હું કૃતાર્થ થઇ શકું એ જ માત્ર ઇચ્છા. મારાં માને આ

અધમ અને નરકને યોગ્ય એવા તેમના પુત્ર ઉપર સ્નેહ અને દયાની નજર રાખવા કહેજો. જો કે હું સ્નેહ અને દયાની પ્રાર્થના કરવા યોગ્ય નથી તો પણ માનું સ્નેહાળ હૃદય જાણીને જ આવી પ્રાર્થના કરવાની હિંમત મેળવી છે. મને તો મારાં આનન્દમયી માની આનંદપૂર્ણ મૂર્તિનાં દર્શન કરવાની વાસના થઈ છે. હું જાણતો નથી કે કૃષ્ણે એ શુભદિન મારા નસીબમાં લખ્યો છે કે નહિ. ગમે તેમ હો, દર્શન થાય યા ન થાય, પણ તેમનો સ્નેહ પ્રાપ્ત કરવામાં વંચિત ન થાઉં એ જ માત્ર મારી તેમની નિકટ પ્રાર્થના છે. માને કહેજો, કે મને પુત્ર ગણીને મારો અંગીકાર કરે. મારાં શાન્તિપુરનાં મા અને બાપે મારી ઉપર દયા કરીને વળી એક બીજાં મા-બાપ આપ્યાં છે. તેઓની આગળ હું ચિરકાલ કૃતજ્ઞ થઈ રહ્યો છું અને રહીશ પણ ખરો.

બાબા, આ તો એક પાન્થનિવાસ (ધર્મશાળા) છે. રાત્રિએ, પરંતુ પ્રભાત પર્યંત જ, રહેવાનું સ્થાન; ત્યાર પછી અન્ય સ્થાને જવાનું હોય છે. આ પ્રમાણે ક્રમવાર એક પછી એક છોડવું પડે છે. તેથી કરીને વર્તમાનની ઉપર એકદમ સંપૂર્ણરૂપે આક્રાન્ત ન થતાં સદાએ આ પાન્થશાળા છે એમ સમજવું એ યુક્તિ-સંગત અને ઉચિત છે. આ સ્થળે જે સર્વે વસ્તુઓ સજાવી રાખી છે તે ગમે તેટલુંએ મૂલ્ય દઈને ખરીદ કરો અને તેનું જતન કરો તો પણ કાંઈ

પણ જન કદિ પણ તે લઇ જઇ શકતો નથી અને શકશે પણ નહિ. તો પણ એક વસ્તુ છે કે જેને જીવમાત્ર પ્રથમથી જ અરૂચિકર સમજી, ગ્રહણ કરતો નથી; તેનો સંગ્રહ કરવા માત્રથી જ તેને સાથે લઈ જવાશે અને કૃતાર્થ થવાશે. તે વસ્તુનું નામ "હરિનામ" છે. જીવગણ અનેક રીતે મોહમાં પતિત થઇ આ નામ સાંભળવા માત્ર જ ચમકી ઊઠે છે અને દૂર પલાયન કરી જાય છે. કારણ આ નામનો એવો ગુણ છે, કે ક્ષણસ્થાયી પાર્થિવ સુખ આના ધ્વનીમાત્રના સ્પર્શથી જ દૂર પલાયન કરી જાય છે. જીવને ઐહિક સુખથી વંચિત કરી ચિરસ્થાયી પારમાર્થિક સુખમાં ડૂબાડી દે છે. માટે કહું છું, કે બાબા, પૃથ્વીના ક્ષણસ્થાયી સુખને ચિરસ્થાયી સમજતા નહિ. મધુર હરિનામ લેવાને ભૂલતા નહિ. આ રત્ન કેવલ પોતાના જ કંઠે ધારણ ન કરતાં જેના તેના કંઠે પહેરાવી દેજો અને સર્વે એક સાજમાં સજાઇને પ્રેમના રાજ્યમાં ચાલતા થજો. અને પાપનો બોજો વહન કરવાને હું મજૂર તો છું જ; જેનો જેટલો ભાર હોય તેટલો મારા માથા પર ચડાવી દો, અને તમે સર્વે "હરિ" બોલી હરિપ્રેમમાં ઉન્મત્ત થઇ પ્રેમના રાજ્ય તે વૃંદાવનમાં જાઓ; હું દૂરથી તે જોઈ સુખી થઈશ.

કૃષ્ણ તે શુભદિન મને જોવા આપે. સર્વે કોઇ "હરિ" બોલે તે હું જોવા પામું. બાબા, હવે જ્યારે તમારી ઉપર

પાગલ હરનાથ

દયા કરી છે તો હવે ભૂલમાં રહેતા નહિ; વચ્ચે વચ્ચે મને સંભારતા રહેજો.

તમારા લોકોનો પાગલ

હર

## પત્રાંક ૧૮

**શ્રી ઉપેન્દ્રનાથ ઘોષ !**

આપને જે કાંઇ પણ કહી સંબોધન કરૂં છું તેમાં પણ તમને કષ્ટ થાય છે તેથી કરીને આજે કોઇ પણ વિશિષ્ટ સંબોધન કર્યું જ નથી. મનમાં કાંઇ પણ લાવતા નહિ. આપનો પત્ર વાંચી ખરેખરજ દુઃખી થયો છું અને પ્રભુ પાસે પ્રાર્થના કરૂં છું કે હે પ્રભો! મને સદા સત્ય-પથે રાખો. હું ખરેખર જ મનુષ્યને ભોળવી શક્યો છું; પરંતુ હાય, આમાં મારાં તે પરમ પ્રેમમય નિત્યાનન્દ ભોળવાશે નહિ. તેઓ તો માગે છે સોળે સોળ આના પ્રાણ, પરંતુ મારે ખાતે તો સત્તર આના ખરચ ઉધરાયો છે. મારે ખાતે જમા કહેતાં તો કાંઇ જ નથી, સિવાય કે આપ લોકોની સદિચ્છા જ માત્ર. નિતાઇ તો આપ લોકોના જ છે; આપ લોકો તો તેમના પરમ પ્રિય પાત્ર છો. એટલા માટે જ મારી આપને દુઃખભરી પ્રાર્થના છે, કે મારે માટે તે દયાળુ નિતાઇને ભલામણ કરશો. આપ લોકોની વાત તેઓ ઉડાવી દઈ શકશે નહિ, અવશ્ય આ અધમ ઉપર પણ તેઓ દયા કરશે જ. આ તો સાંભળ્યું છે અને મન અને પ્રાણથી જાણું પણ છું. કે પ્રેમ વિના પ્રેમના તે ઠાકુરને મેળવાતા નથી. મારા નિતાઇ પ્રેમમય, સાક્ષાત્

પ્રેમસ્વરૂપ અને પ્રધાન પ્રેમદાતા છે. જો પ્રાણના ગૌરને મેળવવા ચાહતા હો તો નિતાઇનો પદાશ્રય કરવાને ભૂલતા નહિ. નિતાઇ ઘણા દયામય છે. મારી વાત પણ તેમને કહેજો, કે ચંડાલ સમજી મારી ઘૃણા કરે નહિ. મારી પોતાની પાસે તો એક પૈસાનું પણ જોર નથી, તેથી કરીને તો હું આપ સર્વેના દ્વાર આગળ આવી ખડો થયો છું; મને વિમુખ કરતા નહિ. ચંદ્રના પ્રાર્થીને સામાન્ય અરિસો દેખાડી ભોળવતા નહિ, રત્નના પ્રાર્થીને સામાન્ય કાચ આપી ભોળવતા નહિ. મારું એવું જ કાંઈ દુર્દૈવ છે કે મારી અવસ્થા વિષે સત્ય સત્ય કહ્યા છતાં પણ કોઇ વિશ્વાસ કરતું નથી. મોટાનો છોકરો મોજમજાહમાં સર્વસ્વ ઉડાવી દઇ અત્યંત ગરીબ થઈ જવા છતાં પણ બીજાઓ તે વાતનો વિશ્વાસ કરવા માગતા નથી. આમાં તે ગરીબને જે પ્રમાણે દ્વિગુણ કષ્ટ થાય છે તે પ્રમાણે મારી પણ ઠીક તેવી જ અવસ્થા થઇ છે. ખરેખર જ હું મહાપુરુષનો પુત્ર તેમ જ મહાશક્તિનો ગર્ભજાત છું પરંતુ હું પોતે તો સાક્ષાત્ રાવણ કિંવા હિરણ્યકશિપુ કરતાં પણ દુરાત્મા છું. દુઃખની વાત તો એ જ છે કે આ વાતનો કોઈ વિશ્વાસ કરવા માગતું નથી. આ આશામાં ને આશામાં જ હું બેસી રહ્યો છું અને રહીશ; આપ મારી ઉપરથી દૃષ્ટિ ઉઠાવી લેતા નહિ. કોઇ સાધુપુરુષના મુખથી એક વાત સાંભળી છે તે આપને લખું છું-"મધુર કૃષ્ણ નામ કરતાં બીજો

મહામંત્ર અને બીજી મહૌષધિ કોઇ પણ છે જ નહિ. આ નામના જોરથી જીવ શિવત્વને પણ તુચ્છ કરતાં શીખે છે, મહાકાલ ઉપર પણ હુકમ કરે છે અને કાલના કાલરૂપ થઇ રહી ઇહ-પર-સર્વત્ર જ સમાન સુખમાં રહે છે. નામનો શબ્દ જેટલો દૂર જાય છે, ભવરોગ તેટલો દૂર આવી શકતો નથી; સામાન્ય દૈહિક રોગની તો વાત જ નહિ. માટે સદાએ કૃષ્ણનામમાં મત્ત રહેવાથી સામાન્ય દેહના રોગ આવી શકતા નથી. પ્રતિદિન તુલસીને પ્રાત: સંધ્યા પ્રણામ કરવાથી, સ્નાન કર્યા પછી તુલસીને પાણી રેડવાથી અને તુલસીની મૃત્તિકા પ્રાતઃ સંધ્યા લેપન કરવાથી કોઇ પણ વ્યાધિ આવી શકતી નથી. નામ ભૂલવા માત્ર માયામાં સપડાઇ જવાય છે. અને માયામાં સપડાવા માત્ર માયાના અનુચરગણ નાના પ્રકારની વ્યાધિઓ સંગે લઈ માયાબદ્ધ જીવને પાર વગર અનેક પ્રકારનાં કષ્ટ આપે છે. જે સ્થાનમાં કૃષ્ણનામ છે તે સ્થાનમાં માયાનું અસ્તિત્વ જ નથી અને તે કારણથી જ કોઈ પણ જાતની નિરાનન્દની છાયા સરખીએ ત્યાં આવી શકતી નથી.'' માટે મારૂં નિવેદન એ છે, કે કાયા, મન અને વાક્યદ્વારા કૃષ્ણના શરણાગત થવું અને કૃષ્ણ નામનો આશ્રય કરવો એ જ સર્વેનું કર્ત્તવ્ય છે. આ સર્વે વાત આપ લોક જાણતા હોવા છતાંએ મેં પાછી કહી દીધી છે, મનમાં કાંઈ લાવતા નહિ.

આપ લોકોનો

હર

## પત્રાંક ૧૯

**ભાઇ રે !–(શ્રી ઉપેન્દ્રનાથ ઘોષ)**

આજે તમારો પત્ર વાંચી બહુ જ આનન્દિત થયો છું, પરંતુ વચ્ચે તમારૂં શરીર આરોગી ન રહેવાને લીધે કષ્ટ થયું જાણી મને દુઃખ થયું છે. ગમે તેમ હો, પણ હવે કેમ છો તે લખજો. જગતમાં આવી કેવલ ખાવું, પહેરવું અને સુખદુઃખમાં રચ્યાપચ્યા રહેવું એ જ માત્ર કાર્ય છે એમ સમજતા નહિ. જીવનું કર્ત્તવ્ય કૃષ્ણનામ લેવું, જીવમાત્ર ઉપર દયા રાખવી, અર્થીની અભિલાષા પૂરણ કરવી અને આતુરના દુઃખના નિવારણનો પ્રયત્ન કરવો. આ સર્વે કાર્યો ન હોત તો મનુષ્ય અને નીચ પશુમાં કાંઇ પણ ભેદ રહેત નહિ. જે દિન પર્યન્ત હરિ પ્રેમમાં સંપૂર્ણ આત્મહારા થઇ જવાતું નથી તે દિન પર્યન્ત અતિ યત્ને આ હરિપ્રેમના સાથીઓને વિષે મન રાખવું પડે છે. આ લોકોને (હરિપ્રેમના સાથીઓને) મન અને પ્રાણ લગાડી પ્રેમ કર્યાથી હરિપ્રેમ આવે છે; ત્યાર પછી આ લોકોનું પૃથક્ જતન કરવું પડતું નથી. સ્વયમ્ વરરાજાને મેળવ્યા પછી જાનૈયાની સેવા કોઇ કરતું નથી; કરવાને અવસર પણ મળતો નથી. માટે પ્રેમમાં મત્ત થવા પૂર્વે આ લોકોનું વિશેષ જતન કરજો; કદિ પણ આ લોકો

સમક્ષ મુખ છુપાવી રાખીને બધી બાજુ ખોઈ બેસતા નહિ. જ્યાં સુધી વિવાહ થયો નથી ત્યાં સુધી વરના ઘરના કૂતરા પર્યન્તનો પણ આદર જતન કરવો જ પડે છે. જે પ્રમાણે વિવાહ થયા પછી બધાને છોડી શકાય છે પરંતુ વરનાં માબાપ સાથે વિરોધ કરી શકાતો નથી, ઊલટું તે લોકોની ખુશામત ચિરદિન કરવી પડે છે, તે જ પ્રમાણે કૃષ્ણપ્રેમ થયા છતાંએ કૃષ્ણનામ છોડતા નહિ. નામ જ પ્રેમનાં માબાપ છે, નામ થકી જ પ્રેમ મેળવી શકાય છે અને પ્રેમ થવા માત્ર પ્રેમના હરિ મળે છે. માટે કહું છું, કે સર્વે છોડી દો, તેમાં કાંઈ પણ હાની નથી, પરંતુ નામ ભૂલતા નહિ. અહરહઃ નામમાં ઉન્મત્ત થઈ રહો. નામ વ્યતીત તેમને મેળવવાને બીજો કોઈ સહેલો ઉપાય છે કે નહિ (વિશેષ કરીને આ કલિયુગમાં) તે હું કહી શકતો નથી. કૃષ્ણ કરતાં પાપી તાપી લોકો નિકટ કૃષ્ણનામ અધિક આદરનું ધન છે, કારણ કે પાપી તાપી લોકો કૃષ્ણને મેળવી શકતા નથી. તે લોકોની શાન્તિને માટે પૃથ્વીમાં કૃષ્ણનામ વિરાજ કરે છે; તેથી કરીને આ પરમ મંગલ કૃષ્ણનામ સદાએ જયયુક્ત થાય અને જગતમાં જેટલા પાપી તાપી લોકો છે તે આના સ્પર્શથી પરમ શાન્તિ મેળવી પાપ તાપ ભૂલી જાય એ જ પ્રાર્થના માત્ર તે દયામય નિકટ હું કરૂં છું. જ્યારે નામ વિરાજમાન છે તો પછી પાપી તાપી લોકોને વળી બીજી ભાવના જ શી હોય? જે તૃષાતુર

પાગલ હરનાથ

નિકટ પવિત્રસલિલા ગંગા છે તે વળી તૃષાથી શાનો મરે વારુ? માટે કહું છું, કે ભાઈ, આવો, મારા જેવા જેટલા તાપી લોકો છે તે સર્વે એકત્ર થઈ હરિ-સંકીર્તન કરી જીવન પર્યંત મન-પ્રાણ શીતલ કરીએ. નામમાં જે આનન્દ છે તે આનન્દ નિર્વાણમાં કે મોક્ષમાં પણ નથી. નામની તુલના જ નથી, બહુ જ મધુર—બહુ જ મધુર. જે જાણવા માગતું હોય તે ખાઈને જુએ, તે સમજાવવાની વસ્તુ નથી. નામની મિષ્ટતા તે નામની મિષ્ટતાના જેવી જ છે. બીજી કોઈ પણ વસ્તુ સાથે તેની તુલના થઈ શકવાની નથી. આવા મધુર નામનો કોઈ પણ જન કોઈ પણ સમયે ત્યાગ ન કરે એ જ અભિલાષા છે. મનુષ્યજીવનની કાંઈ પણ સ્થિરતા નથી, આજે છે ને કાલે નથી. માટે કહું છું, કે જીવન આ રહ્યું, આ ગયું, એમ સમજી નામનો આશ્રય કરવો એ સર્વેનું કર્તવ્ય છે. સર્વે પોતપોતાનાં પાપનો બોજો મારે માથે ચડાવી દઈ નિશ્ચિંત મનથી હરિનામ કરતા રહો. ખરાબ વસ્તુ ફેંકી દેવાનું સ્થાન ખરાબ જ હોઈ શકે; એટલા માટે જ પાપનો બોજો ફેંકવાનું મારા માથા જેવું ઉપયુક્ત સ્થાન બીજું ક્યાંથી મળશે? તમે લોકો આનન્દમાં રહેશો મને નરકમાં પણ મહા આનન્દ થશે. માટે તે દયામય નિકટ મારી પ્રાર્થના છે, કે તેઓ તમો સર્વેને સદાનંદમાં રાખે.

તમારા લોકોનો

હર

## પત્રાંક ૨૦

ભાઇ ઉપેન !

આવી રીતે પત્ર લખી મને લજ્જિત કરો નહિ. હું એક મહાપાતકી જન છું. હું જેવી રીતનો છું તેવી રીતના ભાવથી જ મને જોજો. તમે લોકો પ્રેમની દૃષ્ટિથી મને ગમે તેવો નિહાળો, પરંતુ હું તો તેનાથી તદ્દન જ વિપરીત છું. જે પ્રમાણે એક અન્ધ માણુસને ખોટે રસ્તે દોરવવામાં કાંઇ પણ કષ્ટ કરવું પડતું નથી તે જ પ્રમાણે મનુષ્યને ભૂલાવવામાં (ભોળવવામાં) વિશેષ કાંઇ પણ કરવું પડતું નથી. મનુષ્ય ભૂલે ખરો, પરંતુ મારા નિતાઇ તેમાં ભૂલે એવા નથી. તેમને ભૂલાવવાની વસ્તુ અન્ય રકમ છે; તે વસ્તુ જેની તેની પાસે હોતી નથી; નિતાઇ દયા કરી જેને તે આપે છે તે જ તે મેળવી ચરિતાર્થ થાય છે; નિતાઇના આપેલા રજ્જુથી નિતાઇને જ બાંધે છે. આ બંધન બહુ જ મધુર છે, જેને બાંધે અને જે બાંધે તે બંને જ સમાન આનન્દ મેળવે છે. આ બંધન જેટલું સખત અને દૃઢ હોય છે તેટલું જ અધિક આનન્દદાયક થાય છે. જુઓ ભાઇ, હવે પૃથ્વીનું કાર્ય અને આ કાર્ય ઊલટું છે કે નહિ? જીવ ચાહે છે બંધન થકી મુક્ત થવા અને નિતાઇના દાસ ચાહે છે

બંધન દૃઢ કરવા. ધન્ય નિતાઇ! ધન્ય છે તમને અને ધન્ય છે તમારી દયાને! હવે તમારા ચરણમાં માત્ર એ જ પ્રાર્થના છે, કે દયા કરી અમોને તમારા તે અપ્રાકૃત રાજ્યમાં લઇ ચાલો. એક વાર કૃતાર્થ કરો, એક વાર દેખાડી ભલે કાઢી મૂકો તો પણ એક વાર તો દયા કરી દેખાડો. ભાઇ રે! આ નિતાઇને ભૂલતા નહિ, જ્યારે પકડ્યા છે તો હવે છોડતા નહિ. ખૂબ દૃઢ બંધનથી બાંધજો, બહુ જ આનન્દ મળશે. દૃઢ બાંધી સખત રીતે ખેંચતા રહેજો, વળી કાંઇ અદ્‌ભુત રહસ્ય જોવા મળશે. બાંધશો તો એકને પરંતુ ખેંચતાં ખેંચતાં જોશો કે કેટલા નવીન નવીન અપાર્થીવ પદાર્થો તેમાં બંધાયલા રહ્યા છે. એકને ખેંચ્યાથી ત્રણ મળશે, પાછા વળી બધાએ ભુંસાઇ જઇ એક થશે અને તેમાંથી જ વળી પાછા બે થશે. કેટલી મજા અને કેવાં અદ્‌ભુત અદ્‌ભુત રહસ્ય જોવા મળશે. અને આને ન ખેંચ્યાથી નિત્ય નૂતન ખેલ (રમણ) થશે, બહુ જ આનન્દ મળશે અને ચિરદિનને માટે કૃતકૃતાર્થ થવાશે. ભાઇ, તમે પોતે બાંધજો, પરંતુ જો એકલા ખેંચી ન શકો તો અનેકને તમારા સંગી કરજો; તમારા પ્રયત્નથી તેઓ પણ વિના કષ્ટે પરમાનન્દ મેળવી કૃતાર્થ થશે. ભાઈ, જેને તેને બોલાવી, લોભ દેખાડી, કોઇને વળી ભય પણ દેખાડી, તમારા પોતાના સંગી કરો. જેઓ માટીનાં વાસણ ઘડે છે તેઓને પ્રથમ સોનાનાં વાસણ ઘડવાને જો બોલાવવામાં

આવે તો તેઓ આવવા ચાહશે નહિ; પરંતુ તેઓને એક વાર લાભના તારતમ્યનો અનુભવ થયો કે પછી બીજી વાર બોલાવવા પડશે નહિ, બીજી વાર લોભ દેખાડવો પડશે નહિ, તેઓ પોતે જ પોતાની મેળે આ નૂતન કાર્યમાં યત્ન કરવા મંડી જશે. માટે કહું છું, કે ભાઇ, જેને તેને તમારા સંગી કરો. સર્વે મળી મારા નિતાઇના રાજ્યમાં જવા ઉપયુક્ત સાજમાં સજાઓ, સર્વેને સમાન જતન અને આનન્દ મળશે. આ અગાધ રત્નની ખાણમાંથી એકલા તે વળી કેટલાં રત્નો ઉઠાવી લઇ શકશો? સર્વેને દેખાડી દો, ભલેને સર્વે લઇ જાય કે જેથી કોઇ પણ દુ:ખિત ન થાય, કોઇ પણ પછી કોઇ પણ પ્રકારે હતાશ થઇ હાય, હાય, ન કરે. મારા નિતાઇ તો ભંડાર ખુલ્લો મૂકી બેસી રહ્યા છે. જેની ઇચ્છા થાય તે જઇ શકે છે, જે ઇચ્છા હોય તે લઇ શકે છે. તે સ્થાનમાં તો તમારો મારો સમાન આદર હોય છે. તે ભંડારમાં તો જે જેવું પાત્ર લઇ જાય તે તેવું દ્રવ્ય ઉઠાવી લઇ આવી શકશે. મને ઓછું મળ્યું, મને વધુ મળ્યું, એવું બોલી ચિત્કાર અને વિવાદ કરવાની તે સ્થાનમાં જરૂર પડશે નહિ. જેની જેટલી ઇચ્છા તેટલું તે લઇ શકશે, કોઇ નિષેધ કરશે નહિ. પરંતુ આટલું તો ખાસ ધ્યાનમાં રાખજો, કે લઇ આવવાનો આધાર તે સ્થાનમાં મળશે નહિ, કોઇ પણ ઉધાર આપશે નહિ. બધાંએ તો ત્યાં લૂંટ કરવા ગયાં છે; આટલા માટે

હમણાંથી જ આટલું તો ધ્યાનમાં રાખવુ જોઇએ કે પોતપોતાનો આધાર જેટલા પ્રમાણમાં મોટો હશે તેટલા પ્રમાણમાં વધુ રત્નો તે સ્થાન થકી લઇ આવી શકાશે. ભાઈરે! જ્યાંથી ત્યાંથી સર્વને સંગે કરી લઇ ચાલો, વિલંબમાં વિઘ્ન છે. માટે કહું છું, કે હવે વળી આજ કાલ કરતાં વિલંબ કરવો કોઈ પણ પ્રકારે ઉચિત નથી. કારણ કે ભાગ્યવશાત્ આજે ચારસો વર્ષો પૂર્વે જે ભંડારની દિવાલો પર્યંત પણ હતી નહિ તેમાં આજ કાલ બે એક કરી દ્વારો પણ બેસડાતા જાય છે; માત્ર દ્વારો જ બેસાડાતાં જાય છે એટલું જ નહિ પણ ક્રમે ક્રમે પાત્ર અપાત્રનો વિચાર કરાઇ એક એક દ્વાર બંધ પણ થતું જાય છે. માટે કહું છું, કે આજે જે છે તે પણ બે દહાડા પછી ઘણુંખરું રહેશે નહિ. માટે વળી પાછું કહું છું, કે ભાઇ, વિલંબ ત્યાગ કરવો એ જ વિધેય છે. હવે તો **"पंचाशोर्ध्वे वनं व्रजेत्"** કહેવું ચાલશે નહિ. બની શકે તેટલી ઉતાવળ કરવી એ જ ઉચિત છે. માટે કહું છું, કે ભાઈ, સર્વે મળી હરિસંકીર્તન કરતાં કરતાં ચાલો, થોડા સમયમાં જ તે પ્રેમમય નિત્યાનંદના ભંડાર પાસે પહોંચી જવાશે અને પોતપોતાની ઇચ્છા પ્રમાણે રત્નો મેળવી ચરિતાર્થ થવાશે. ભાઈરે, પાગલની કથા પાગલો જ જાણે છે અને તેઓની પાસે જ તે કથા આદર-ણીય થઇ પડે છે. જ્ઞાની અને દર્શી (દર્શનશાસ્ત્રવેત્તા) આગળ તો આ બધી ભાવકલા વેચાવાની નથી. માટે જ મને

જાય રહે છે, કે વળી પાછળથી મારી આ આનંદની વસ્તુ કોઇ વેચાતી લેવા ચાહતા છતાં પણ અન્ય લોકો રખેને અડચણ નાખે અને તેમ થવાથી જેવી તે લાવ્યો તેવી જ પાછી લઇ જવી પડે. ભાઇ, જો પાગલ થવા ચાહતા હો તો પાગલના દલમાં ભળી જાઓ, અને પાગલની સાથે પાગલ એમ પરસ્પર વાર્તાલાપ કરી પરમાનંદ ભોગ કરો; નહિ તો પાગલના દલમાં જેમ સારા માણસની અવસ્થા થાય છે તેમ વિપદ્‌માં પડશો. તે સમયે હાથ ઘસતા રહી જવાશે અને બંને બાજુએથી ખોઇ બેસાશે. પાગલ મનુષ્યને જેમ ઉદર નિર્વાહ માટે નોકરી કરવી પડતી નથી, તેને તો વિના યત્ને અન્ન મળી જાય છે, તેમ વચ્ચે વચ્ચે તેને ગાળગલોચ અને મારપીટ પણ સહ્ય કરવાં પડે છે. ઘણાંઓ અન્ન માટે પાગલનો ડોળ કરે છે ખરાં, પરંતુ એક વાર માર ખાધો કે તેનું પાગલપણું નાસી જાય છે અને જો ભાગ્યમાં હોય તો તેને જેલખાનું અથવા તેથી પણ વધારે સજા ભોગવવી પડે છે. પાગલને ફાંસી નથી, જેલખાનામાં મજૂરી પણ કરવી પડતી નથી, પરિશ્રમ કરવો પડતો નથી—જો ચિર-દિનને માટે એક સરખી રીતે પાગલ રહે તો જ; નહિ તો દ્વિગુણ ત્રિગુણ સજા ભોગવવી પડે છે. માટે કહું છું, કે ભાઈ, જો પાગલના દલમાં ભળવું હોય તો આગળ પાછળનો જરાક વિચાર કરવાની જરૂર છે. ભાઇ રે ! કેટલું કાંઈ બકી નાખ્યું; કાંઇ મનમાં આણતા નહિ.

તમારા લોકોનો

ટર

## પત્રાંક ૨૧

**પ્રિય ઉપેન!**

તમારા પત્રમાં શુભ વિવાહ વિના અડચણે સુસંપન્ન થયો છે જાણી હું બહુ જ સુખી થયો છું. તમે કેટલા બધા દુઃખિત થયા છો! એક સામાન્ય વાતમાં આટલા દુઃખિત થવાનું કાંઈ વિશેષ કારણ છે કે? જુઓ, જેને માટે તમે આટલા દુઃખિત થાઓ છો તે જો સત્ય હોય તો ઉપકાર માનો, કે નિજને શુદ્ધ કરવા માટે પ્રયત્ન કરવાનો તમને સુયોગ મળ્યો છે. અને જો મિથ્યા હોય તો મિથ્યાને માટે આટલા દુઃખિત થવાનું કાંઈ કારણ નથી. મિથ્યા કથા અથવા મિથ્યા પ્રવાદને માટે બુદ્ધિમાન લોકો કોઈ પણ પ્રકારે વિચલિત થતા નથી; વાત સત્ય હોવા છતાં પણ, દુઃખિત થયા વગર તેનો ઇલાજ કરવા પ્રયત્ન કરે છે. જુઓ, આ જગત્‌માં સર્વેની સમાનબુદ્ધિ હોતી નથી; જો તેમ હોત તો જ્યારે તે સર્વનિયંતા **"परित्राणाय साधूनाम्"** માટે મનુષ્યદેહ ધરી મનુષ્યોની સાથે રમણ કરવા આવે છે ત્યારે તો બધાંએ તેમને ઓળખી કાઢી તેમનું શરણુ લેત. પરંતુ તેમ થઈ શકતું નથી અને કદિ પણ તેમ થઇ શકવાનુંએ નથી. સ્વયમ્ પ્રભુનાં પણ વિરોધી, નિન્દાકારી અને શત્રુ પણ ઘણાં હોય છે. જો સર્વેની

બુદ્ધિ સમાન હોત તો તેમ થવાને કારણે જગતમાં એક જ ધર્મનો પ્રચાર થાત, પ્રભુનું એક જ રૂપ નિરૂપિત થાત. આટલા માટે જ આ જગતમાં બધાંએ પોતપોતાની બુદ્ધિ પ્રમાણે કલ્પના કરે છે અને પ્રસંગાનુસાર પોતાના મનના ભાવ પ્રકાશ કરી નાખે છે. માટે કહું છું, કે પૃથ્વીનું આ સામાન્ય કાર્ય જોઇ વિસ્મત થયે ચાલશે કેમ? હજી તો કેટલુંએ જોવાનું થશે, તેને માટે પ્રસ્તુત રહેજો. પોતાના પ્રાણ સમાન ધર્મની નિન્દા બહુ જ દુઃખદાયક છે, તેટલા માટે જ આ ધનને બહુ જતનપૂર્વક ગુપ્ત રાખવું પડે છે. જેની તેની પાસે પ્રકાશને યોગ્ય નથી. ગમે તેમ હો, પરંતુ આટલા દુઃખિત થતા નહિ. માટે કહું છું, કે આ સામાન્ય વાતને માટે પ્રાણને આટલી અસહ્ય યાતના ભોગવવાનું કોઇ પણ પ્રયોજન નથી; જે થયું તે ભૂલી જાઓ. જો ખરેખર જ કોઈ કારણ હોય, તો પછી તે બંધુની પાસે ક્ષમાની પ્રાર્થના કરવી ઉચિત છે. જુઓ, જે પથ તમે અંગીકાર કર્યો છે તે પથનું નામ "વૈષ્ણવ-પથ." તે પથની પ્રધાન અને પ્રથમ શિક્ષા "**तृणादपि सुनीचेन**" છે. જો એક સામાન્ય વાતમાં આટલા દુઃખિત થશો, તો પછી કોઈ ભયાનક કર્મ તો બિલકુલ સહ્ય કરી શકશો નહિ. ત્યારે તો ખરેખર જ લક્ષ્યથી ભ્રષ્ટ થઇ જશો. માટે કહું છું, કે આટલા દુઃખિત થવું ઉચિત નથી. બધું જ તે ઇચ્છામયની ઇચ્છા પ્રમાણે થાય છે એવો મનમાં વિચાર લાવી જરા સ્થિર થાઓ અને દઢ મન

રાખી તેમના ચરણનો આશ્રય લો–સુખી થશો, પરમ શાન્તિ પ્રાપ્ત કરશો, માન–અપમાન લાભ–ગેરલાભના તાપથી બળીને ખાખ થવું પડશે નહિ, નિશ્ચિંત થવાશે. સહિષ્ણુતા જ વૈષ્ણવ ધર્મનું ગૂઢ તાત્પર્ય અને અંતિમ શિક્ષા છે. કોઇ પણ પ્રકારે દુઃખિત થતા નહિ, કોઈ પણ વાતથી મનમાં સંતાપ આણતા નહિ. મુખની વાતને કાનમાં રાખજો, પ્રાણની અંદર જવા દેતા નહિ. પરંતુ હૃદયની સર્વે વાતોને અતિ યત્ને હૃદય મધ્યે સ્થાપન અને ધારણ કરી રાખજો. તમારા જીવનદ્વારા કોણ જાણે પ્રભુ કેટલાંએ કાર્યો કરશે માટે તે જીવનને આટલું અલ્પ મૂલ્યવાન ગણતા નહિ. આ જીવન આપણું નથી, તેમનું છે એમ ગણી તેની જતનથી રક્ષા કરજો. આ વાત કદાપિ ભૂલતા નહિ. પ્રભુના દ્રવ્યને સાક્ષાત્ પ્રભુ ગણી જ્યાં સુધી પ્રભુનાં સંદર્શન થાય નહિ ત્યાં સુધી તેની રક્ષા કરજો. પરદેશ ગયેલા સ્વામીની કોઇ એક સામાન્ય વસ્તુને, પતિ જ પોતાનો પ્રાણ છે એમ સમજનારી સ્ત્રી જે ભાવથી નિહાળે છે અને જે ભાવથી તેનું જતન કરે છે તે જ પ્રમાણે સ્વામીના ધનની જતનથી રક્ષા કરવામાં કદાચ પણ કસુરતા કરતા નહિ. સર્વેની સમક્ષ તેનો પ્રકાશ પણ કરતા નહિ, હાંસીને પાત્ર થવું પડશે. પરંતુ સહૃદય લોકોની સમક્ષ પ્રકાશ કરવામાં ભય કરતા નહિ; ત્યાં તો દ્વિગુણ આનંદ મળશે. ઐહિક બન્ધુગણને ઐહિક પ્રેમ આપજો, પરંતુ પ્રાણના બન્ધુગણને પ્રાણનો

પ્રેમ આપવાને ભૂલતા નહિ. જેઓએ પ્રાણપતિનો સોહાગ ચાખ્યો છે અને તેમની કથામાત્રથી જ આનન્દ પામે છે તેઓ જ ખરા પ્રાણના બંધુ છે; અને જેઓ સંસારના સુખદુ:ખથી સુખી કિંવા દુ:ખી થાય છે તેઓ જ ઐહિક બંધુ છે. માટે ધ્યાનમાં રાખજે કે જે એકથી મેળવવા યોગ્ય છે તે અન્યને આપતા નહિ; તેમ થવાથી કોઇ પણ સુખી થઇ શકશે નહિ. હરિનામ ભૂલતા નહિ; અને જેની સાથે નવીન સંબંધ થઇ તે સંબંધ ચિરદિન રહેવાનો છે તેમને તમારા પ્રાણ પ્રમાણે કરવા ભૂલતા નહિ. જલ અને જલનો તેમ જ અગ્નિ અને અગ્નિનો મેળ ઠીક મળે છે; જલ અને અગ્નિનો મેળ મળવો બહુ જ કઠણ છે. તો પણ રસિકજન તો જલને અગ્નિ કરી શકે છે અને અગ્નિને જલ કરી શકે છે. માટે જ મેં કહ્યું, કે સમરસ થવાનો પ્રયત્ન કરજો. જે પથમાં તમે ચાલો છો તે પથમાં તમારાં સ્ત્રીને પણ ચલાવવાનો પ્રયત્ન કરજો અને ચલાવજો. આજ શિક્ષા (ઉપદેશ)ને ઉપયુક્ત સમય છે. હિન્દુરમણીને મેમસાહેબ અથવા બીબી નહિ સજાવતાં ગરીબોની મા-બાપ સજાવવા પ્રયત્ન કરજો. તેમ જો નહિ થાય તો સુખ નથી અને ઊલટું લાભમાં વિસ્તર કલંક અને વિપદ્ છે. આદર્શ યુગલ થઈ આદર્શ યુગલની ભક્તિ કરજો. સ્ત્રી ખેલવાની સામગ્રી નથી. જો તેમ હોત તો તેનું નામ સહધર્મિણી હોત નહિ. "**पुत्रार्थे क्रियते भार्या**" કહેવાથી બધા પુત્રો તે

પુત્રો નથી હોતા. પુત્ર તો એક જ માત્ર, બાકી બધા તો કામજ. માટે કહું છું, કે માત્ર પુત્ર કન્યાથી ઘર ભરવા માટે સ્ત્રી નથી. પ્રથમથી જ સાવધાનથી અને વિચાર કરી ચાલજો. અધિક પુત્ર કન્યા તે અધિક યાતનાનું ફલ છે એ ઠીક ધ્યાનમાં રાખજો. તેમને સામાન્ય પાર્થિવ અલંકારથી શણગારવાનો પ્રયત્ન નહિ કરતાં અપાર્થિવ અલંકારથી અલંકૃત કરવાનો પ્રયત્ન કરજો અને તેવી જાતનો ઉપદેશ આપજો. તેમને માત્ર તેમનાં પોતાનાં જ છોકરાં-ઓની મા બનાવતા નહિ, જગતજનની કરવા ઉપયુક્ત વિશેષ શિક્ષા અને ઉપદેશ આપજો. કોમલાંગીનું હૃદય જો કોઈપણ કારણસર કઠણુ થાય તો તેમ થવાથી તે વજ્ર કરતાં પણ કઠણુ થઇ પડે છે એ વાત ધ્યાનમાં રાખજો. કોમલ હૃદયમાં સરલ પ્રાણ જ ઠીક શોભે છે. તેઓને તો મા સજાવવામાં બહુ પ્રયત્ન અને ઉપદેશ દેવો પડતો નથી. They are by birth, mother, (તેઓનો જન્મ જ માતૃરૂપે છે). માટે કહું છું, કે પ્રથમથી જ સાવધાન થઈ ચાલવું ઉચિત છે. આજ ઘણી વાતો કહી નાખી. મનમાં કાંઈ લાવતા નહિ. મારી ઉપર દયા રાખજો; હું તો પ્રેમનો અને દયાનો પ્રાર્થી છું. કૃષ્ણની ઇચ્છાથી હું ઠીક છું.

તમારા લોકોનો

હર

## પત્રાંક ૨૨

**પ્રિયતમ ઉપેન !**

તમારો પત્ર વાંચી ખરેખર જ તમારી ઉપર સ્નેહ ઉપજ્યો. જુઓ, આ પૃથ્વીમાં સ્ત્રી ગ્રહણ કરી ગાર્હસ્થ આશ્રમ અવલંબન કરવું તે કાંઇ માત્ર પોતાનો જ સ્વાર્થ પૂરણ કરવાના હેતુથી નહિ. એવી ત્રણીએ મા-બાપની સેવા છે, કે જે સર્વ સમયે અને સર્વ અવસ્થામાં પોતાદ્વારા થઈ શકતી નથી. એટલા માટે જ આ એક સ્નેહરૂપિણી દેવીની જરૂર છે. માટે કહું છું, કે જેમનું ગ્રહણ કર્યું છે તેમને તેમનું કર્તવ્ય શીખવી દેવા ભૂલતા નહિ. સ્ત્રીગણને સામાન્ય વિલાસની સામગ્રી સમજી ભ્રમમાં પડતા નહિ. તેઓ સૃજન, પાલન અને વિનશન આ ત્રણે ગુણોના આધાર છે. આ અપૂર્વ ભંડારમાંથી જેની જે ઇચ્છા, તે તે ખરીદ કરી શકે છે. જે સમુદ્ર ચંદ્રને અને રત્નને જન્મ આપી રત્નાકર થયો છે, તે જ સમુદ્રમાંથી પ્રાણ નાશક હલાહલ પણ ઉત્પન્ન થયું છે એ ઠીક ધ્યાનમાં રાખજો. જ્યારે તમારી નિકટ રત્ન અને વિષ બંનેએ રાખવામાં આવ્યાં છે તો તમારી ઇચ્છાનુસાર જે ખુશીમાં આવે તે લઇ શકો તેમ છો. સ્ત્રીને સાક્ષાત્ દેવી બનાવવી કિંવા ઘોર પિશાચી બનાવવી તે તમારે આધીન છે.

સ્ત્રીગણ સર્વેના માતૃરૂપ અને પરમ પૂજ્ય છે. વિષ પણ એક રત્ન છે. પરંતુ પાત્રભેદ જોઇને તેનો વ્યવહાર થાય છે તે જાણજો. શિવ થજો એટલે દેવ અને પિશાચ તમારા સેવકરૂપે ગણાશે. પ્રત્યેક આઘાતનો સમાન જ પ્રત્યાઘાત હોય છે; માટે કહું છું, કે તે લોકોને (સ્ત્રીગણને) સ્નેહની દૃષ્ટિથી નિહાળજો, તેઓ પણ તમને તેવી જ રીતે નિહાળશે. પિતા માતાની સેવાથી આરંભ કરી સર્વે દુઃખીઓની સેવા શીખી શકે એ પ્રમાણે તેમને કરી લેજો. આ જગત્ ચિરદિન રહે તો પણ આપણા સંબંધે તે ચિરસ્થાયી છે એમ સમજવું તે ખરેખરો ભ્રમનો વિષય છે. આ જગત્માં કોઇને પણ પર (પારકા) સમજતા નહિ. સર્વેને નિજજન ગણજો અને તે પ્રમાણે વ્યવહાર કરજો. તમારા સદ્વ્યવહારનો અનુભવ મેળવી જો કોઇ તમારી સાથે અસદ્વ્યવહાર કરે તો તેથી દુઃખિત નહિ થતાં હૃદયથી તેના કલ્યાણને માટે પ્રાર્થના કરજો અને તેને ક્ષમા કરજો; ક્રમે ક્રમે જોઇ શકશો કે વનનાં અતીવ ભીષણ પશુઓ પણ તમારા સ્નેહને વશ થઇ તમારી ઉપર પ્રેમ કરશે. મારા કૃષ્ણ પ્રેમ-રાજ્યમાં રહે છે; તે સ્થાનમાં પ્રેમ વ્યતીત બીજું કશુંએ નથી. વૃક્ષ અને લતાઓમાં પણ ભરપૂર રીતે પ્રેમ ભરેલો છે. માટે કહું છું, કે જો તે રાજ્યમાં જવા ચાહતા હો તો પ્રેમ કરતાં શીખો. વૃક્ષ, લતા, પશુ, પક્ષી, સર્વેને જ જ્યારે પ્રેમ કરશો ત્યારે તેઓનો પણ પ્રેમ તમે સંપાદિત કરી શકશો. ત્યારે તમે

જાણી શકશો કે તે રાજ્યમાં જવાનો રસ્તો મેળવ્યો છે, અને હવે વધુ કષ્ટ નથી. સ્નેહ થતાં ગાઢ અનુરાગ થાય છે અને તેમ થતાંવેંત જ પ્રેમ અને પ્રેમ થતાંવેંત જ પ્રેમના હરિ મળે છે. નામ ભૂલતા નહિ, નામ થકી જ સર્વ કાંઇ થશે.

તમારા લોકોનો

હર

## પત્રાંક ૨૩

**પ્રિયતમ ઉપેન!**

તમારો પત્ર ખરેખર નવરાગે રંજિત અને મધુ કરતાં પણ સુમધુર છે. કૃષ્ણ આ માધુર્ય ચિરસ્થાયી કરે એ જ માત્ર તે દયામય નિકટ પ્રાર્થના છે. આટલા દિવસ તો કૃષ્ણ પ્રેમમાં એકલા ડૂબેલા હતા, હવે બંને જણાં ડૂબીને જુઓ, કે તે કેટલો બધો મધુર છે. હવે મારી ઇચ્છા એ જ છે કે તમો બંનેના પ્રાણ એક થઈ સદાનંદમાં ડૂબ્યા રહો. હવે નવજીવન આરંભ થયું છે તો નવ ભાવે મધુર હરિનામ કરો અને જીવન-સંગિનીને કરવા કહો. સ્રીને ઉપયુક્ત એવી મર્યાદા રાખીને ચાલજો; તેને ખેલવાની સામગ્રી સમજી ઠગાતા નહિ. હમણાંથી જ પ્રાણ સાથે પ્રાણ મેળવી રાધાકૃષ્ણજુગલના ચરણે લીન થજો. આ ભૂલતા નહિ અને ભૂલવા પણ દેતા નહિ. આ આનન્દનો દિવસ કૃષ્ણ ચિરદિનને માટે કરે. હું આટલા દૂર દેશથી કેવી રીતે જાઉં ? તો પણ જો કે મારું શરીર આ જગાએ છે, છતાં પણ સ્વયમ્ તમારા લોકોની સાથે આનંદ અનુભવ કર્યો છે.

**તમારા લોકોનો**

હર

## પત્રાંક ૨૪

ભાઈ રસિક! (રસિકલાલ દે)

તમારી સાથે જીવનના અનેક સુખના સંબંધો જોડાયલા છે. તમારું સ્મરણ થવા માત્ર પૂર્વનાં સ્મરણો જાગી ઊઠે છે અને વ્યાકુલ કરી મૂકે છે. ભાઈ, તમારા સહવાસનું એક એક મુહૂર્ત તે મારા જીવનનો પ્રધાન સુખ-સમય છે એમ જાણજો. મારો પ્રાણ તો સદાએ તમારો સહવાસ ચાહે છે, પણ કાં તે મળતો નથી તેનું કારણ કહી શકશો કે, ભાઈ? મને લાગે છે, કે આનન્દની વસ્તુ નિત્ય સહવાસની થવાથી મધુરતા ખોઈ બેસે છે, માટે મને લાગે છે, કે વિધિનું એવું જ વિધાન છે કે જ્યાં પ્રેમ છે ત્યાં વિરહ છે.·તે ગૃહસ્વામી ક યાં ક યાં દ્રવ્યો કયે કયે સ્થાને અને કયા ભાવથી સજાવટ કરી શું સુખ મેળવે છે તે કોણ જાણે ભાઈ! ભાઈ, આપણે "હા," "ના", કરનારા તે કોણ? સર્વ પ્રકારે અને સર્વ અવસ્થામાં મસ્તક નમાવી ચાલવા સિવાય આપણો અન્ય પ્રયત્ન અયોગ્ય અને અશોભ-નીય છે. તેમની ઇચ્છા તો તેઓ જ જાણે. આપણા સામાન્ય સુખને માટે તેમના ચિરસુખમાં યત્કિંચિત પણ કંટકરૂપ થવાની ઇચ્છા કરવી તે કોઈને પણ ઉચિત

નથી. મનુષ્ય ભૂલમાં જ તેમની પાસે "આ આપો," "પેલું આપો" કહી તેમને કેટલું કષ્ટ આપવા જાય છે? છિ:, છિ:, ભાઈ, તેમની પાસે શું માગવું તે આપણે તે વળી શું જાણીએ? તેમના ભંડારમાં કેટલાંએ મહામૂલ્ય રત્નો રહ્યાં છે તેની આપણને તો કશીએ જાણ નથી; ન જાણ્યાથી જ તે દયામયના દ્વાર આગળથી જ સામાન્ય સામાન્ય રમકડાં જ લઇને પાછા ફરીએ છીએ. આવું હાંસીને યોગ્ય તે વળી બીજું શું હોઇ શકે? ભાઇ, આપણે વગર જાણે, જેનું આ વિશ્વબ્રહ્માંડ છે તેમની પાસે બે દિવસના સામાન્ય પાર્થિવ સુખની ઇચ્છા કરવા જતાં માત્ર ઠગાઇએ છીએ. જ્યારે આપણે તે અગાધ અને અજાનિત ભંડારના રત્નસમૂહની ગંધ માત્ર પણ જાણતા નથી ત્યારે તો જે સર્વ કરતાં શ્રેષ્ઠ રત્ન છે તે રત્ન મને આપો એવો યાચક ખરેખર જ તે પ્રેમમયનો પ્રેમ મેળવશે. કારણ કે તે ભંડારનાં સર્વે રત્નો કરતાં આ જ રત્ન મહામૂલ્યવાન છે. અને તે માલિક પણ આ રત્નનો આદર વધુ કરે છે. માટે કહું છું, કે ભાઇ, જેને કૃષ્ણપ્રેમ જોઇએ છે તેણે તેમની પાસે કશાની પણ પ્રાર્થના કરવી નહિ. પ્રેમની પ્રાપ્તિ થતાં-વેંત જ પ્રેમના હરિ વધુ વાર દૂર રહી શકતા નથી, સ્વયમ્ આવી જેને પ્રેમ પ્રાપ્ત થયો છે તેની આગળ હાજર થાય છે. સર્પ જેમ પોતાના મણિને પ્રાણ કરતાં પણ વધારે ચાહે છે તેમ મારા કૃષ્ણ પોતાના

## અપૂર્વ પત્રાવળી

પ્રેમને પોતાના કરતાં પણ વધુ ચાહું છે. ભાઇ રે! આ વાત કહેતાં જતાં ગાંડા થઇ જવાય છે, કાંઇ પણ ઠેકાણાસર રહેતું નથી, બધુંએ ભૂલી જવાય છે.

તમારો

દેર

## પત્રાંક ૨૫

**પ્રિય દ્વિજેન્દ્રનાથ !**

આપનો અને ભાભીનો બંને પત્રો મળ્યાં છે. હું તો મારા બધાએ પત્રોમાં આપ લોકોની ખબર લઉં છું, તો પછી ભાભી કાં મને આટલો બધો ઠપકો આપે છે વારુ? તેઓ જો એક દિવસ પણ પોતાની નજરે જોત કે પ્રતિદિન મારે કેટલા પત્રો વાંચવા અને લખવા પડે છે તો મને લાગે છે, કે તેઓનું આ અભિમાન દયામાં પરિવર્તન પામત. એક તો વૃદ્ધ શરીર, હાથપગમાં તેટલું બલ નથી, છતાંએ આટલા પત્રો લખ્યા વિના ચાલતું જ નથી. ગમે તેમ હોય, પણ ભાભીને કહેજો, કે મને ક્ષમા કરે. તેઓની પાસે તો હું સદાએ દોષી છું. શા માટે તેઓએ કટકટણી નણંદ માફક રાતદિન મારી સાથે ઝઘડો કરવો? આંખથી મારી સ્થિતિ જોવાય તેમ નથી એ કબૂલ છે પરંતુ આંખ સિવાય જોવાનો બીજો પણ એક ઉપાય છે અને તે આંખ કરતાં પણ એક પ્રશસ્ત દ્વાર છે. હું તો આપ લોકોમાંનો જ એક જન છું એમ ગણી સદાએ દયાની દૃષ્ટિ રાખજો. આપ જરા સારા છો સાંભળી હું બહુ જ આનન્દિત થયો છું. કૃષ્ણ આપને દિનપ્રતિદિન શાન્તિના રાજ્યમાં લઈ જાય કે જેથી

આપ શાન્ત મને તે દયામયનું નામ લઈ આનન્દિત થઇ શકશો. નામ ભૂલતા નહિ, અને ભાભીને પણ ભૂલવા દેતા નહિ. તમે બંને એક થઇને કૃષ્ણ—નામ લેતાં રહો. ભાભીને બિલ્વપત્રના શરબતથી તેટલો ઉપકાર થશે નહિ; પ્રાતઃકાલે અને સંધ્યાસમયે બિલ્વપત્રની ચાહ બનાવી પીવાથી મને લાગે છે, કે બહુ જ ફાયદો થશે. તો પણ એટલું તો ખાસ ધ્યાનમાં રાખજો, કે હરિનામ જ મહૌષધિ છે. આપ તો જાણો છો કે ભાંગીતૂટી ઝૂંપડીમાં વાસ કરી પવિત્ર મને હરિભક્તિ દ્વારા જીવન ગાળી શકયાથી, એ જ ઝૂંપડી રાજાના રાજમહેલ કરતાંએ પરમ મંગલમય સ્થાન થઈ પડે છે. તો પછી ભાંગ્યુંતૂટયું ઘર બોલી તમને આટલો ભય શેનો? આ ભાંગ્યાંતૂટયા ઘરને જ રાજમહેલ કરતાં વધારે આનંદદાયક કરી મેલો. મારબલનું નિર્માણ કરેલું પાયખાનું જોઇ મનુષ્ય તેની પાસેથી જતાં કાપડથી નાક અને મોઢું ઢાંકીને જાય છે અને અતિશય ભાંગ્યાતૂટયા અને જંગલથી ભરેલા દેવસ્થાન આગળ લોકો તે મસ્તક નમાવી પોતાને ધન્ય માને છે કે નહિ? માટે કહું છું, કે કશી ચિંતા કરતા નહિ. કાયા, મન અને પ્રાણથી કૃષ્ણના ચરણકમલનું શરણ લો, તમારૂં શરીર દેવમંદિર તુલ્ય થઇ જશે. હરિને ભૂલીને દેવ-દેહ પણ નરકતુલ્ય સમજજો. હરિને પ્રેમ કરજો અને હરિના જે જે હોય તેને પણ પ્રેમ કરજો. હરિને પ્રેમ કરી હરિની ચીજો ઉપર પ્રેમ નહિ રાખ્યાથી, હરિ ઉપરનો

પ્રેમ પૂર્ણ થતો નથી. મને લાગે છે, કે આ કારણથી જ કોઈ અંગ્રેજ પ્રેમમયીએ પોતાના પ્રેમિકને સંબોધીને કહ્યું છે, કે "If you love me, love my dog." (જો તમો મને ખરેખરા ચાહતા હો, તો મારા કુતરાને પણ ચાહજો). તેજ પ્રમાણે કૃષ્ણને પ્રેમ કરવા ચાહતા હો તો સમસ્ત જગત્ ઉપર પ્રેમ રાખવો જોઇએ. કારણ કે સઘળાં જ તો તે કૃષ્ણનાં જન છે. આ પૃથ્વી અને પૃથ્વીની સર્વ વસ્તુને કૃષ્ણનું ધન સમજી તેના ઉપર પ્રેમ રાખજો; તેને તેના માટે પ્રેમ કરતા નહિ. માટે કહું છું, કે જે કોઈ ચિરજીવનને માટે શાન્તિ ચાહે તો તેણે કૃષ્ણનામને પ્રાણેપ્રાણમાં રહેલું પોતાનું ગુપ્ત ધન ગણી પ્રાણેપ્રાણમાં તેનો આદર અને તેનું જતન કરવું જોઇએ. રખે પોતાનું ગુપ્ત ધન વળી પાછું બીજું કોઇ જોઈ જાય તે ભયથી તો સર્વ સમયે તે જોવાની તેણે ઇચ્છા કરવી નહિ. પરંતુ જે પ્રમાણે તે સૂતાં સૂતાં પણ તે ધનની ચિંતાનો ત્યાગ કરતો નથી તેજ પ્રમાણે કૃષ્ણ-ભજનને પોતાના ગુપ્ત ધન પ્રમાણે પ્રાણેપ્રાણમાં ચાહવું જોઇએ – લોકને બતાવવા જવાથી કદાચિત્ કોઈ ચોરી લઇ જાય. પરંતુ જ્યારે આ ધનથી મહા-ધના થવાશે ત્યારે તો રાજાના ધનના ધનભંડાર પ્રમાણે સર્વ સમક્ષ આ ધન રાખવા છતાં પણ કોઈ પણ ભય રહેશે નહિ. જ્યાં સુધી ખરેખરા કૃષ્ણપ્રેમિક થઇ શક્યા નથી ત્યાં સુધી કૃષ્ણ-ભજન ગોપન રાખવું જોઇએ.

પ્રેમિકા જે પ્રમાણે નાના પ્રકારના ગૃહકાર્યમાં ગુંથાઈ રહ્યા છતાં પણ પોતાના પ્રિયની ચિંતાને હૃદયમાંથી દૂર કરી શકતી નથી, તે જ પ્રમાણે આ સંસારમાં મત્ત રહીને પણ પોતાના ઇષ્ટ કૃષ્ણનામને કદાચ પણ ભૂલતા નહિ. આટલું તો ખાસ ધ્યાનમાં રાખજો, કે કૃષ્ણનામ વ્યતીત બીજું સર્વ માત્ર અર્થનું જ મૂલ છે. તમે પોતે આ નામનો આશ્રય કરો અને જેટલાં નિજજન હોય તે સર્વને નામ લેવાનું કહો. સુમિષ્ટ દ્રવ્ય એકલા ખાવામાં તેટલો આનંદ થતો નથી, સર્વેને વહેંચી આપી ખાવામાં વધુ આનંદ હોય છે. ભાભી, જ્યારે કોઇ સારું પકવાન કરો છો ત્યારે પોતાના સર્વે નિજજનને યાદ કરો છો, તે પ્રમાણે આવા મધુર નામનો સ્વાદ તે શું એકલાં તે લેવાય? સર્વેને લેવા કહો, સર્વે આપની માફક આનંદ મેળવશે. ભાભી, તમે પણ મને મારી શારી માફક આદરણીય છો; તો પછી તમે મને શારીની માફક જુઓ વા ન જુઓ તે તો તમારી ઇચ્છાની વાત છે. શારીની માફક તમે પણ તે જ પ્રમાણે ગરીબનાં મા–બાપ થઇ સર્વેનાં દુઃખમાં દુઃખી થાઓ; તેની માફક કૃષ્ણનામ ઉપર પ્રેમ રાખો; તેમ થવાથી તેની માફક મારી ઉપર પ્રેમ રાખી તમે પણ સુખી થશો. તેમ નહિ થાય તો પછી હું તમને ગમે તેટલોએ ચાહું પણ તમે પોતે જ મને પૃથક્ ગણી તે સુખ મેળવશો નહિ. હવે શારી માફક થવું વા ન થવું તે

તમારી ઇચ્છાને આધીન છે. પછી તમે મને તે વિષે દોષ દઈ શકવાનાં નથી. હું તો તમારા લોકોનો જ છું; તમારે કેવો વ્યવહાર કરવો તે તો તમારા લોકોની ઈચ્છાની વાત છે. મારે તો વધારે ઓછાં કોઇએ નથી. પૃથ્વીનો વ્યવહાર જોતાં તો ઊલટો હું તમને વધારે ચાહું છું. **શારીને** એક કન્યા આપી છે અને તમને આપ્યો છે એક પુત્ર. **શારી** મારી રાઈની મા છે અને તમે મારા કૃષ્ણનાં મા છો. હવે સમજી શકશો, કે તમારામાં અને **શારીમાં**, મારી નજરમાં, શો તફાવત છે. હવે મને કહેતાં નહિ કે **શારી** માફક મને ચાહજો.

**આપ લોકોનો**

ઈશ્વર

## પત્રાંક ૨૬

**પ્રિય યતીન !**

કયા સંબોધનથી તમે સંતુષ્ટ થશો તે જાણતો ન હોવાને લીધે આજે નવીન જ પ્રકાર યોજું છું. તમે જે સર્વ વાતો લખી છે તેનો ઉત્તર શોધ્યો જડતો નથી. જો સત્ય કહું તો તમારા પ્રાણને આઘાત લાગે, અને તમને સારૂં લાગે એવું જો કહેવા જાઉં તો તે અસત્ય કહેવાય. આવી ભારે ગુંચવણમાં હું પડયો છું. ગમે તેમ હોય, પરંતુ તમને એક વાત કહી રાખું. સાધારણ પથ્થરમાં પ્રભુનું કાંઈ વિશેષ અસ્તિત્વ હોતું નથી; જગતની બીજી બધી વસ્તુઓમાં તથા સ્થિતિમાં પ્રભુનું જેટલું અસ્તિત્વ રહ્યું છે તેટલું જ અસ્તિત્વ શિલામય શિવલિંગ ઈત્યાદિમાં પણ રહ્યું છે તો પછી શિલારૂપી લિંગ ઇત્યાદિનું માન આટલું અધિક શા વાસ્તે તે કહી શકશો વારુ ? શું તમને ખબર નથી, કે સામાન્ય શિલામાંથી ત્રિશુલધારી શિવે પ્રકટ થઇ ભકતની રક્ષા કરી હતી, સામાન્ય શિલામાંથી ભકતની મનોવાસના પૂર્ણ કરવા માટે જગતપ્રાણ હરિએ સ્વયમ્ પ્રકટ થઇ ભકતનું માન રાખ્યું હતું ? કહો વારુ, પથ્થરમાંથી હરિનું પ્રકટ થવું તે શું પથ્થરના ગુણ થકી કે ભકતની ભકિતના જોર થકી? જરા નિશ્ચિંત મને વિચાર કર્યાથી આ વાત

સમજી શકશો. મારો ગુણ, કે અટલ, રાધા, ઇત્યાદિના ગુણ? તેઓ મારા જેવા જીવને, અરે નિર્જીવને પણ, ઠાકુર સજાવી (બનાવી) શકે છે. એ શકિત તે લોકોની છે, મારી શકિત કહેતાં, કાંઇએ નથી. તેઓ જેમ નચાવે તેમ જ મારે નાચવું પડે છે. હું તો માત્ર લાકડાનું એક પુતળું છું. તમારા લોકોની ઈચ્છાનુસાર મારે નાચવું પડે છે. મારામાં એવી શકિત નથી કે સર્વ સ્થાને જઇ સર્વેને દર્શન આપું. પરંતુ જેઓ મને જોવાની ઇચ્છા કરે છે તેઓ મને સર્વે સ્થાનમાં જુએ છે. હું કાંઈ વૈદ્ય નથી, ડૉકટર નથી, કોઈ પણ જાતનું ઔષધ જાણતો નથી, જાણુવાની પણ ઇચ્છા નથી, છતાં પણ લોકો પોતાના પ્રયત્નથી નાના પ્રકારની અસાધ્ય વ્યાધીઓમાંથી મુકત થાય છે અને થયાં છે; આ સર્વ કાંઇ તો તે લોકોની જ શકિત છે, મારી નહિ. આ વાત ધ્યાનમાં રાખજો. જ્યારે "હું કોણ?" એ વિષે મારે કહેવાનું થાય છે ત્યારે આ વાત સિવાય બીજું હું કાંઈ પણ કહી શકતો નથી. પણ જ્યારે મારા બંધુબાંધવને પૂછશો તો તેઓ તો નિશ્ચય કાંઈ જુદું જ કહેશે. સારાંશમાં એ જ કે મારા સંબંધી જે કાંઈ હું પોતે કહું અને જે કાંઇ તમે સાંભળો એ બંને વાતોમાં સંપૂર્ણ ફરક રહેલો છે. હું શઠ છું, પાખંડી છું, એ વાત સાંભળી તમારા મનમાં ખરેખરે જ સંદેહ ઉત્પન્ન થાય ખરો; પરંતુ શું કરું, મારામાં તે વળી બીજો શો ગુણ રહ્યો છે તે હું પોતે જ જાણતો નથી. જ્યારે પણ હું વિચાર

કરૂં છું ત્યારે ઉત્તમ એમ કહી શકાય એવું મારામાં કશુંએ દેખી શકાતું નથી, ઊલટું બધુંએ ખરાબ નજરે પડે છે. બધાંને કહું છું, કે કૃષ્ણ–નામમાં ઉન્મત્ત થઇ રહો, પરંતુ મારી પોતાની અવસ્થા જો ક્યારે પણ તમે તમારી આંખે જોશો તો તમને ઘૃણા ઉત્પન્ન થશે. દિવસમાં એક વાર પણ તેમનું નામ લેવાની ઇચ્છા થતી નથી. બધાંને જ કહું છું, કે પરોપકાર કરો, પરંતુ મારા પોતાના સંબંધમાં તો તદ્દન ઊલટું જ છે. હું તો બીજાનો ઉપકાર લેવાવાળો, નહિ કે બીજાને ઉપકાર કરવાવાળો. માટે કહું છું, કે મારે વિષે મારી પાસે જિજ્ઞાસા કરવાથી આ સિવાય બીજું કાંઇ પણ સાંભળવા મળશે નહિ. તમારા લોકોના જોરથી જ મારું જોર છે; તમે લોકો જ મારાં બલ, બુદ્ધિ, માન, અપમાન છો. આને માટે જ મારી સદાએ પ્રાર્થના છે, કે તમારા લોકોની મને સુંદર જોવાની જો ઇચ્છા થાય તો તમે પોતે સુંદર થાઓ. સુંદર કાચની અંદર રાખેલી વસ્તુ અત્યંત ખરાબ હોવા છતાં પણ સુંદર દેખાય છે; માટે તે દયામય નિકટ મારી સદાએ પ્રાર્થના છે, કે ભલે મને ખરાબ કરી તમને લોકોને પરમ પવિત્ર અને સુંદર કરે. મને લાગે છે, કે હવે "હું કોણ અને કેવો છું" એ સમજવાને તમને કાંઇ બાકી રહ્યું નથી. હવે હું તમારા હાથમાં છું, જે પ્રમાણે સજાવશો તે પ્રમાણે સાજીશ એ ધ્યાનમાં રાખજો.

તમારા લોકોનો સ્નેહી

હર

## પત્રાંક ૨૭

**પ્રાણતુલ્ય અટલ !**

ભાઈ, મેં તમને કષ્ટ આપ્યું છે એમ તમારો પત્ર વાંચી જાણતાં મને બહુ જ દુઃખ થયું. ભાઈ, મારા જીવનના સંબંધમાં ભયનું કોઇ પણ કારણ નથી; હજી તો હું ઘણા દહાડા રહેવાનો છું. પરંતુ આટલું તો જોયું, કે હું તો માત્ર એક પેનશનર (Pensioner) છું. પ્રભુના ઘરમાં જે પ્રમાણે અનંત નોકરચાકરો કાજકર્મ કર્યા વગર પડયા રહે છે, હું પણ તેવો જ માત્ર એક જણ છું. આમાં મને દુઃખ લગાડવાનું કાંઇ પણ કારણ નથી તેમ જ તમને પણ દુઃખ લગાડવું ઉચિત નથી. અવશ્ય તમારા લોકના આશ્રયથી શ્રીધામ વૃન્દાવનમાં વાસ કરવાનું થશે ને થશે જ. શરીરનો કોઈ પણ ભાગ નષ્ટ થયો નથી, ઊલટું દિનપ્રતિદિન બાલકના જેવું થતું જાય છે. આ પ્રમાણે લખવાનું કારણ માત્ર એ જ કે પ્રભુનું કાજકર્મ મારે કરવું નહિ અને પ્રભુનું અન્નમાત્ર ખાતાં રહેવું એવો વિચાર આવ્યાથી મનને દુઃખ થાય છે; બીજું કશું કારણ નથી. ગમે તેમ હોય પણ તમે આ પ્રમાણે ચિંતાતુર થતા નહિ; હું મરવાનો નથી. તથાપિ જીવનમાં પૂર્વ જેવો આનંદ મળતો નથી, પ્રાણમાં પૂર્વ જેવો

ઉત્સાહ નથી, નામમાં હવે મધુરતાની તેટલી ઉપલબ્ધિ થતી નથી; તેથી વખતોવખત મૃત્યુજંત્રણા કરતાં પણ અધિક જંત્રણા થાય છે. પણ ભાઈ રે, તેથી મનમાં કાંઈ લાવતા નહિ. એક વખત હું મોટો માણસ હતો; તેથી કરીને પૂર્વ સંસ્કારને વશ થઇ અનેક દીન અને દુ:ખી આશા રાખી મારી પાસે આવે છે, પરંતુ મારી પાસે કાંઇ પણ નહિ રહેલું હોવાને લીધે તે લોકોના મનની આશાઓ પૂરણ કરી શકતો નથી. આને માટે મને દુ:ખ લાગતું નથી પરંતુ જેઓ પ્રાર્થી થઇને આવે છે અને કાતર પ્રાણે પાછા ફરે છે એ જ માત્ર એક દુ:ખનું કારણ થઇ પડે છે. ગમે તેમ હો, ભાઇ, પણ તમે લોકો મને છોડતા નહિ, મને તમારા લોકોનો કરી લો. આ અવસ્થામાં મારો ત્યાગ કર્યાથી મને બહુ જ કષ્ટ થશે એ વાત ધ્યાનમાં રાખજો. હવે હું નવીન મનુષ્ય થયો છું, નવીન સંસારમાં આવ્યો છું. તમારા લોકો માટે મને ભય નથી, તમારા લોકોને મેળવીને જ હું નિર્ભય છું. મારી ઉપર નજર રાખજો. હવે મારા હાથપગ ચાલતા નથી; મનુષ્યની સેવા હવે ઠીક લાગતી નથી; ગમે તેમ થાય પણ કૃષ્ણ–ઇચ્છા જ બલવતી છે.

તમારો

હેર

## પત્રાંક ૨૮

બ્હેન રે !

આવ્યા તો ! કેટલી ખુશામત તમારી પાસે કરાવ્યા પછી રજનીએ મારો પત્ર આપ્યો કેમ ? અને આ વિવાદ થકી જ થયું આ મિલન. બહેન રે ! આ કૃત્ય તે શું સારું કહેવાય ? સ્વામીને ઘરમાં રાખી પૂજા કરવા વળી ક્યાં ગયાં'તાં ? "સોનું છોડી, છેડે ગાંઠ" તે આનું જ નામ. હવે મેં જાણ્યું, કે જેઓ ગંગાતીરે વાસ કરે છે તેઓને ગંગા વિષે પ્રેમ હોતો નથી. તેથી કરીને જ તીર્થવાસીઓનો ઉદ્ધાર નથી. ઘરની પૂજા છોડી વળી બીજે ક્યાં પૂજા કરી આવ્યાં ? જે પ્રમાણે સર્વે પૂજામાં નારાયણની જરૂર પડે છે (**सर्वयज्ञेश्वरो हरिः**), તે પ્રમાણે સર્વે કાર્યોમાં સ્વામી તો જોઇએ ને જોઇએ જ. જે પ્રમાણે નારાયણ સંતુષ્ટ થવા માત્રથી સકલ દેવતાઓ સંતુષ્ટ થાય છે (**तस्मिन् तुष्टे जगत्तुष्टं प्रीणीते प्रीणीतं जगत्**), તે પ્રમાણે સ્વામી સંતુષ્ટ થવા માત્રથી કાંઇ પણ બાકી રહેતું નથી. જતાં જો તમે પૂછો કે પાર્વતી ત્યારે શા માટે પિતાના ઘરે ગયાં તો તેનો ઉત્તર એ જ કે શિવને સાથે લઇને ગયાં'તાં. ગમે તેમ હો, બહેન, પણ સ્વામી એ જ સ્ત્રીનું સર્વસ્વ છે. કહો બહેન, જો કોઈ વ્યકિત તમને કાંઇ વસ્તુનું દાન

કરે તો તે વસ્તુ કોની થાય વારું? અવશ્ય જેણે તમને તે આપી છે તેનો ત્યાર પછી તેના ઉપર કાંઇ પણ અધિકાર રહેતો નથી. તેથી કહું છું, કે તમારું શરીર તો મારા પૌત્રને દાનમાં મળેલું ધન છે, તેથી તે મારા પૌત્રનું જ છે. દેહનું જતન કરજો, તેને શણગારજો, તેને પુષ્પ ચંદન ચડાવજો; તે કેવલ માત્ર તમારા સ્વામીનું ધન છે એમ સમજીને-નિજનું નહિ. તમે મારા પૌત્રનું ધન છો તેથી કરીને તેનાં મા, બાપ, ગુરુ, ઇત્યાદિને ગુરુજન ગણી તેઓની સેવા કરવી જોઇએ. જો આમાં ચૂક કરશો તો દોષ થશે.

તમારો

હર

## પત્રાંક ૨૯

**પરમ કરુણામયી બ્હેન !–(શ્રી રજનીકાંત ગાંગુલીનાં પત્ની)**

ખરેખર તમારો પત્ર મને બહુ જ આદરણીય ધન તુલ્ય થઈ પડયો. કૃષ્ણ તમને સદાએ કૃષ્ણપ્રેમમાં પ્રેમમયી કરી રાખે, એ જ પ્રાર્થના. ઇચ્છા થયે તમો ગુરુ પાસેથી કૃષ્ણમંત્ર લઈ શકો તેમ છો; આમાં કાંઈ પણ અડચણ નથી. કૃષ્ણ જ મૂલાધાર. કૃષ્ણ જ જગત્પ્રાણ અને પ્રાણવલ્લભ છે. આવો પતિ છોડી અપર પતિની સેવા કરવી એ તો માત્ર ઠઠ્ઠા જ છે. તમે તમારા કુલગુરુ પાસેથી કૃષ્ણમંત્ર માગી લેજો; આમાં તમારું કલ્યાણ થશે આવા દયામય રસિક–શેખર કૃષ્ણને છોડી વળી બીજા કોને ભજશો ? મનમાં કોઈ પણ સન્દેહ તમે લાવતાં નહિ. બ્હેન, દૈત્યકુલના પ્રહ્લાદની જેમ તમે "હરિ હરિ" બોલો; હું તે સાંભળીશ અને રડીશ. અહરહઃ હરિનામમાં મત્ત થઈ સર્વેને હરિભક્ત કરી મૂકો. હરિ જ પ્રધાન આશ્રય, તે જ તો પ્રધાન સહાય, તે જ તો માર્ગના રક્ષક અને પ્રધાન સંગી છે. માટે કહું છું, કે બ્હેન મારાં, એક વાર સ્વતઃને ભૂલી "હરિ" બોલો. હરિનામ જે લે છે તે ધન્ય છે, જે સાંભળે છે તે ધન્ય છે અને જેઓ દર્શન કરે છે

તેઓ પણ ધન્ય છે. હરિભક્ત જે દિશામાં જાય છે તે દિશા પવિત્ર થાય છે; જેઓની ઉપર તે દયા કરે છે તેઓના કુલના અનંત પુરુષો પવિત્ર થાય છે. માટે કહું છું, કે બહેન! "હરિ" બોલો. હરિભક્ત કોઇ પણ સમયે કોઇ પણ વિપત્તિમાં પડતો નથી, સદાએ સુખમાં રહે છે. તમે એક પ્રધાન હરિભકત છો, તમારૂં તે વળી અમંગલ ક્યાંથી થાય? તમારા કટ્ટા શત્રુને પણ કેવલ આ જ શિક્ષા દેજો. નિતાઇની માફક માર ખાઇને પણ દયા કરજો, અયાચકને પણ પ્રેમ આપજો. આમાં કોઇ પણ પ્રકારનો વિચાર કરતાં નહિ. કોઇની કોઇ પણ જાતની કઠોર વાતથી મનમાં દુઃખ આણતાં નહિ. સર્વ કાંઇ આનંદથી સહન કરજો અને એક દિન જોશો, કે તમોએ સર્વેને વશ કર્યાં છે. કોઇ પણ વાતમાં મન નહિ લગાડતાં એકમનથી કેવલમાત્ર તે દયામય રાધાકૃષ્ણના શ્રીચરણનું સ્મરણ કરજો. જુઓ, બહેન, એક કલશજલમાં સ્પર્શદોષ રહ્યો છે; તેમ કૂવામાં અથવા તળાવમાં કોઇ પણ પ્રકારનું અપમૃત્યુ થાય તો તેનાથી તે જલ અપવિત્ર થાય એ પણ ખરૂં છે. પરંતુ અનંત પાપી તાપીના સંપર્કથી અગાધ સમુદ્ર કદિ પણ અપવિત્ર થતો નથી. તમારી દયા અને પ્રેમ સમુદ્ર તુલ્ય છે; તેનાથી મારા જેવા અનંત પાપી તાપી પવિત્ર અને શીતલ થઇ શકે તેમ છે. આટલા માટે જ મેં પણ તમારા પરમ પવિત્ર હૃદયમાં એક સ્થાન મેળવ્યું છે. હવે પ્રાર્થના એ જ કે

જ્યારે તમે સ્પર્શ કર્યો છે ત્યારે એક વાર તમારા રંગથી મને રંગી નાખો. બહેન, નવીન તે શું શીખશો? જો શીખવું હોય તો માત્ર આ જ શીખો–તમે લોકો કોણ, તમારા લોકનું શું શું કર્તવ્ય, અને શા વાસ્તે તમે લોકો આ ધરાધામ પવિત્ર કરી રહ્યાં છો. તમારા લોકોનું કર્તવ્ય શું છે તે જાણ્યા પછી તમે જોશો કે જગતનાં સર્વે તમારા લોકોના મુખ ભણી તાકીને જોઇ રહ્યાં છે; તે લોકોનું એવું મુખ જોતાંવેંત જ તમારા લોકોનું કોમલ હૃદય એકીવારે દ્રવિત થઇ જશે અને શાન્તિથી પરિપૂર્ણ એવી છાતીએ ઊંચકી લઇ સર્વેનું દુઃખ દૂર કરી શકશો. તમે લોકો જ જગતગુરૂ, તમે લોકો જ જગતજનની અને તમે લોકો જ પ્રેમનો આધાર છો. આ દશ્યમાન્ અને અદ્રશ્ય જગતના અને જીવસમુદાયના તમે લોકો જ એકમાત્ર આધાર અને આશ્રય છો. તમારા લોકનાં પોતપોતાનાં કર્તવ્યની સદાએ ચિંતા કરતાં રહેજો. જે બાલકને કોઇ વેળાએ મારો છો, કોઇ વેળાએ જેનું પાલન કરો છો, તેનું પ્રતિપાલન તમારો સ્નેહ જો નહિ કરત તો તેમ થવાથી તે, મને લાગે છે, કે, બીજા કોઇએ જગત્માં પણ આજે ટકી શકત નહિ. તમારા લોકોની દયાથી જગત્ ચાલે છે અને ચાલશે. તમે લોકો જો નહિ હો તો પલકમાં આ સુન્દર સૃષ્ટિ એકીવારે નષ્ટ અને લુપ્ત થઇ જાય. માટે કહું છું, કે બહેન, તમારા લોકોની આ મોટી જવાબદારી સદાએ તમારા મનમાં રાખજો. તમારા

## અપૂર્વ પત્રાવળી

લોકોનું કર્તવ્ય દેખાડવા માટે જ મારા પ્રભુ કાલી, તારા, દુર્ગા, સીતા, સાવિત્રી અને સર્વમૂલાધાર શ્રીરાધા રૂપે આવ્યા છે. માટે તે પ્રમાણે હવે કાર્ય કરો.

તમારો

હર

## પત્રાંક ૩૦

**દયામયી બ્હેન! (પૌત્રવધુ)**

તમારો પ્રેમથી પરિપૂર્ણ પત્ર દેશવિદેશ રખડયા પછી મારી પાસે આવ્યો. બ્હેન, માની વાત સાંભળી ગુસ્સો કરતાં નહિ. આ બધી પરીક્ષા છે. મા કદિ પણ દિલથી કોઈ પણ વાત કહેતાં નથી. આયાન ઘોષનાં મા **શ્રી**મતીને કેટલું કાંઈ સંભળાવતાં'તાં, તેથી કાંઇ તે કોઇ પણ વાત શું દિલથી કહેતાં હતાં? આવું મનમાં કદિ પણ લાવતાં નહિ; આ સર્વ ખેલ તે કૃષ્ણનો જ છે. તમારાં મામીની સાથે ગોપનમાં ગોપનમાં વાત કરી જે આનંદ મેળવો છો તે આનંદ સર્વેની સામે વાત કરતાં કદિ પણ મળશે નહિ. ગોપનમાં કૃષ્ણકથા કરતાં જે સુખ મળે છે તે સુખ સર્વેની સામે વાત કરતાં મળતું નથી. તમને શું યાદ નથી, કે જ્યારે પૌત્ર સાથે તમને પ્રથમ આલાપ થયો હતો અર્થાત્ જ્યારે શરમાઇને તેની સાથે મેળાપ થતો ત્યારે જે સુખ મળતું હતું તેવો આનંદ શું હવે મળે છે ખરો? માટે કહું છું, કે મા જો તમને બિલકુલ કાંઈ કહે નહિ તો પછી તેમ થવાથી ગોપનમાં આ હરિ-કથા કરવામાં વળી પાછો તેવો આનંદ મળવાનો નથી; ત્યારે વખતે હરિ-કથા કરતાં આનંદ પણ લાગશે નહિ. પૂર્વે જે પૌત્રને વડિક વડિકમાં

નવીન ભાવે જોતાં હતાં આજે તે જ પૌત્રને એ દિન નહિ જોવાથી પણ તેટલું દુઃખ થતું નથી. માટે કહું છું, કે બહેન, મા જે કાંઇ પણ કહે તેમાં દુઃખ નહિ લગાડી ઊલટાં આનન્દિત થજો. તેમ થવાથી જ અતિ સત્વર તે જગત્પ્રાણ કૃષ્ણ તમને મળશે. તેમ થવાથી જ કૃષ્ણ વિષેનો તમારો અનુરાગ ક્રમે ક્રમે દઢ થઇ તમને સદાને માટે પરમાનન્દમાં રાખશે, ત્યારે જ તો કૃતાર્થ થવાશે. જુઓ બહેન, ઔષધ સ્વાદિષ્ટ નથી એમ કહીને જો ઔષધનું સેવન બંધ કરીએ તો તેમ કર્યાથી વ્યાધિથી શાન્તિ કદિ પણ થાય નહિ. ઔષધમાત્ર શરૂઆતમાં તો કડવાં લાગે છે પણ તેના ગુણ બહુ જ મધુર હોય છે. તે જ પ્રમાણે મા જે જે કહે તેને ઔષધ ગણી જતનથી તે પેટમાં સમાવી લેજો. તમે જોશો કે સત્વર જ મનોવાસના પૂર્ણ થશે અને તે પ્રાણ બંધુને પકડી પાડશો. મા, કદિ પણ, કોઇની પણ, નિષ્ઠુર થઇ શકે જ નહિ. મા જે જે કહે તે તમારા સારા માટે જ કહે છે એમ સમજજો. તેની વાત સાંભળી તમે એકાંતમાં તેનો મનમાં વિચાર કર્યાથી જાણી શકશો કે તમારી કેટલી બધી ઉન્નતિ થતી જાય છે. આ વાત કહેતાં કહેતાં ચંડીદાસના એક ગાનની સ્મૃતિ થઇ આવી,

"નિહાળી રાધિકા
કાતર અધિકા
વિશાખા ભણે, સુનો રે રાધિકા
વ્યાકુલ ચિત્ત જો થશે
તો ધરમ શરમ બધુંએ જશે" ઇત્યાદિ.

માટે કહું છું, કે બહેન, જો તે અધર ચાંદને ધરવો હોય તો તમને બહુ જ ધીર થવું પડશે. આ કારણથી જ મહાજનો કહી ગયા છે, કે "હરિ છે ગાંઠ હીરાની જાણે માત્ર ધીર, હોય અવસ્થા ભલેને સ્થિર વા અસ્થિર." માટે કહું છું, કે બહેન મારાં, જો તમે આ હીરાની ગાંઠને ઓળખવા ચાહતાં હો તો ધીર થાઓ. અસ્થિર લોકો કદિ પણ તે કૃષ્ણને મેળવી શકતાં નથી. મારા કૃષ્ણ સ્થિર કરતાં પણ સ્થિર છે, માટે કહું છું, કે જો ધીર થઇને જોશો તો જોઇ શકશો. ચંચલ જલમાં સ્થિર પૂર્ણચંદ્રને કદિ પણ જોઇ શકાય ખરો? સ્થિર જલમાં જ તે ચંદ્રબિંબ વળી વધારે ઉજ્જવલરૂપે દેખાય છે. માટે કહું છું, કે બહેન, જો જમુનાના જલમાં તે પ્રાણકૃષ્ણનું પ્રતિબિંબ જોવા ચાહતાં હો તો ચિત્ત સ્થિર કરો; કોઇ પણ કારણવશાત્ ચંચલ થતાં નહિ, મનની ઇચ્છાઓ પૂર્ણ થશે અને વળી મારા મનની આશાઓ પણ સફલ થશે. કાં નહિ વારુ? મારો એકમાત્ર ભરોસો તો તમે અને તમે લોકો જ છો. બહેન, તમને પત્ર નહિ લખાયો તેમાં દુઃખ શા માટે લગાડો છો? તમારો પત્ર મળતાં વિલંબ થયે તમને પત્ર લખી શકાતો નથી એ ખરું, પરંતુ સમયે સમયે મનોમય તારદ્વારા સર્વદા ખબર આપ્યા કરું છું તે શું તમે જાણી શકતાં નથી? ખાતાં, સૂતાં, સદાએ મારો વિચાર કરો છો, મારી વાતનું સ્મરણ કરો છો અને વળી કોઈ કોઇ વાર તો મારો જૂનો પત્ર કાઢી માથું તકિયા પર

ટેકવી પત્રાં પત્રાં તે વાંચો છો અને વળી કેટલુંએ હસો છો અને રડો છો. જો તારદ્વારા ખબર આવત નહિ તો આ પ્રમાણે કદી થાત નહિ. ઘણી વાર વળી કામ કરતાં કરતાં તમારું મન અસ્થિર થઇ પડે છે, જાણે ઊડી આવી મને જોઇ જવાનું મનમાં થાય છે, અને વળી કોઈ કોઈ વાર તો સોનામુખી જઇ તમારાં બ્હેનની સાથે વાતો કરવાની ઇચ્છા પણ તમને થાય છે. આ સર્વનું નામ જ તારની ખબર. હું પત્ર લખું નહિ તેથી કરીને એમ નહિ સમજતાં કે હું તમને ભૂલી ગયો છું. તમોને ભૂલી જવાય એવાં તમે નથી. તમે તો મારા પૌત્રનાં પ્રિયપાત્ર છો. પૌત્રના સમસ્ત હૃદય ઉપર અધિકાર મેળવી બેઠાં છો. તમે કોઈ કોઈ વાર હરિનામ લેવાનું કહી તેના હૃદયની પરીક્ષા કરો છો. પૌત્રનું હૃદય તો માત્ર એક જ છે અને તે પણ વળી તમને સોંપી દીધું છે તો પછી તે હરિનામ તે ક્યાંથી લે? હરિ ચિંતન કરવા બેસતાં જ તમારું હસતું હસતું મુખડું તેને હૃદયમાં નજરે પડે છે.

તમારા લોકોનો

હર

## પત્રાંક ૩૧

### ભાઈ રાધા !–(શ્રી રાધાવલ્લભ શીલ)

તમારો પત્ર મળ્યો છે. તેમાં માના શરીરને ઠીક નથી વાંચી દુઃખ થયું છે. કશી ચિંતા કરતા નહિ. ભાઈ રે, માયાના આ રાજ્યમાં સર્વે એકસરખાં જ છે, એક જ નિયમથી ચિરદિન ચાલ્યાં આવે છે અને ચાલશે. વર્તમાનનાં કાર્યો જોતા રહો અને આનન્દ કરો. પરંતુ ભાઈ, સત્ય સમજી કોઈના પ્રતિ ઝૂકી પડતા નહિ. તમને ઓળખતા છતાં આ વાત શા માટે લખી નાખી તે હું કહી શકતો નથી. કાંઈ પણ મનમાં લાવતા નહિ; પાગલનું મન ક્યારે કેવા ભાવમાં હોય છે તે કળી શકાતું નથી. સદા પ્રેમમાં નિમગ્ન રહો, સર્વેને પ્રેમ કરો; આ પ્રેમનું રાજ્ય જેટલા પ્રમાણમાં વિસ્તૃત કરશો તેટલા જ પ્રમાણમાં તે રાજ્યના ચક્રવર્તી રાજા થઈ પૂર્ણ પ્રેમમાં કાલ વ્યતીત કરી શકશો. જેના આ પ્રેમની સીમા જેટલી સંકુચિત તે તેટલો જ નિર્દય, નિષ્ઠુર અને પ્રેમ શૂન્ય હોય છે. માટે કહું છું, કે સ્નેહનું વૃક્ષ પ્રેમરૂપી ફલ ધરે છે. આમાં હિન્દુ, મુસલમાન, ખ્રિસ્તી એવો ભેદ નથી; અત્રે સર્વેનો સમાન જ અધિકાર છે. માટે કહું છું, કે પ્રેમ કરો. આત્મવિસ્મૃતિ સિવાય ખરો પ્રેમ થતો

નથી. મા જ્યારે પોતાના પુત્રને જુએ છે ત્યારે બધું જ ભૂલી જાય છે; કારણ કે ત્યાં કેટલેક અંશે પ્રેમ રહ્યો છે. જ્યાં સુધી બીજાને માટે નિજનો સંપૂર્ણભાવે ભોગ આપશો નહિ ત્યાં સુધી આ પ્રેમ તે શી વસ્તુ છે અને તેમાં શું માધુર્ય રહ્યું છે તે કળી શકશો નહિ. માટે જ કહ્યું છે, કે વ્રજનો પ્રેમ જ આદર્શ પ્રેમ છે. કારણ કે ત્યાં નિજના સુખની વાંચ્છા નથી, ત્યાં તો પરસ્પર પરસ્પરના સુખને માટે આત્મવિક્રય કરાય છે. માટે કહું છું, કે ભાઈ, જે મનુષ્ય પ્રેમ ચાહે છે તેને તો પ્રથમ નિજને ભૂલી જઇ પરને–અન્યને–પ્રેમ કરતાં શીખવું જોઇએ. આત્મસુખની ગંધમાત્ર પણ પ્રેમ સહન કરી શકતો નથી; તેમ થવામાત્રથી તે સુકાઇ જાય છે. પ્રેમ ચાહતા હો તો પ્રેમ કરો; પ્રેમ મળતાંવેંત જ તે પ્રેમના વ્રજધામમાં જવાનું મળશે. શુષ્ક હૃદય લઇને કોઇ પણ ત્યાં જઈ શકતું નથી. પ્રેમમયીઓ તે રાજ્યની રાજા, પ્રજા અને રક્ષક છે. સોળે સોળ આના પૂર્ણ પ્રેમ થયા વગર કોઇને પણ તેઓ ત્યાં જવા દેતા નથી; જવા આપ્યા છતાં પણ ત્યાં રહેવા દેતા નથી. માટે કહું છું, કે ભાઇ, પ્રેમ સંચય કરો; જ્યાં જેટલો મળે તેટલો ભારે ભારે કિંમત આપીને પણ ખરીદ કરો. લાલસા દિન પ્રતિ દિન વધારતા રહો; લાલસારૂપી મૂલ્યથી જ માત્ર તે રત્ન વેચાતું મળે છે. સાધના અથવા તપસ્યારૂપી મૂલ્ય ત્યાં અગ્રાહ્ય છે, કોઈ લેતું નથી, અરે! એટલે સુધી કે ત્યાં તેના

પ્રતિ કોઈ એક વાર નજર પણ કરતું નથી. ત્યાં તો સર્વે જ વસ્તુઓ "સહજ" હોય છે: કોઇ પણ વસ્તુમાં બીજી કોઈ પણ વસ્તુનો ભેળ હોતો જ નથી; સર્વે જ પોતપોતે સંપૂર્ણ અને પ્રેમમય છે. તે રાજ્યમાં ધ્યાન ધારણાનો આદર પણ નથી તેમ જ અવકાશ પણ નથી. માટે કહું છું, કે ભાઇ, તે રાજ્યમાં જવા યોગ્ય સજ્જિત થવું હોય તો નિજને પણ "સહજ" થવું જોઇએ. કોઇ પણ પ્રકારનો ભેળ ત્યાં ચાલશે નહિ. તે પ્રેમમય વૃંદાવન એક સ્વતંત્ર રાજ્ય છે; આ કારણથી ત્યાંના નિયમો પણ સ્વતંત્ર છે. આ સર્વે વાતોનું પ્રમાણ નથી; કેવલ ચિંતવન અને લાલસાદ્વારા ક્રમે ક્રમે સ્ફૂર્તિ થશે. આ વાત જ્યાં ત્યાં કહેવા યોગ્ય નથી; કહ્યાથી પણ કોઇ વિશ્વાસ કરશે નહિ અને પાગલમાં ગણી કાઢશે. પાગલની આ વાત પાગલ જ સારી રીતે સમજી શકે છે અને તેઓ જ માત્ર આનન્દ પામે છે. તર્ક અને વિચારરૂપી ચક્કીમાં પીસવાથી આની મધુરતાની વાત તો બાજુએ રહી પણ આનું અસ્તિત્વ સુદ્ધાંએ લોપ થઇ જાય છે. આ રાજ્યમાં ઋદ્ધિ સિદ્ધિનો આદર નથી, દેખાડવાથી પણ કોઈ આશ્ચર્ય પામતું નથી અને માનતુંએ નથી. ભાઇ રાધા, તમે તો બધુંએ જાણો છો, તમને તે વધુ શું કહેવું ભાઇ; સદા નામ લો; આ પૃથ્વીની વિભીષિકા જોઇને લક્ષ્યભ્રષ્ટ થતા નહિ. જે થાય છે તે થવા દો, કોઈ પણ દિશામાં દૃષ્ટિપાત કરતા નહિ. પાગલ થઇ જાઓ. ભાઇ, અનેક

વાતો મનમાં આવે છે પરંતુ મારાથી તે પ્રકાશ કરી શકાઇ નથી. જો મેળાપ થશે અને જો વળી પાછો વિચાર-સમુદ્રમાં ઉછાળો આવશે તો તમને ડુબાડીને દેખાડી શકે કેટલાંએ રત્નો અને કેટલો બધો આનંદ ત્યાં રહ્યો છે.

**તમારા લોકોનો પાગલ મોટો ભાઇ**

**હર**

## પત્રાંક ૩૨

**ભાઈ રાધા !**

તમારો તાર અને બે પત્રો વાંચી બહુ જ દુઃખીત થયો છું. કૃષ્ણનો પણ પત્ર મળ્યો છે; મેં પણ તેને લખ્યું છે. ભાઈ રે, એક તો ભાંગ્યુંતૂટયું ઘર (દુર્બળ શરીર) અને વળી તે ઉપરાંત દારિદ્ર દોષ. આટલું કષ્ટ પડયા પછી વળી રહેવા તે કોણ ઈચ્છે? તો પછી જો તમે પૂછો કે ટકી કેમ રહ્યો છે, તો ઉત્તરમાં એટલું જ કહેવાનું કે તે કેવલ-માત્ર સ્થાનના ગુણને લઈને જ. કૃષ્ણના હૃદયમાં કૃષ્ણ સદા રહ્યા છે, તેથી કરીને તે સ્થાન વૃન્દાવન થઈ પડયું છે. આ કારણથી જ જીવ આટલું કષ્ટ સહ્ય કરી હજુયે ટકી રહ્યો છે. જો તે તીર્થ થયું ન હોત તો ક્યારનોયે પલાયન કરી ગયો હોત. માટે કહું છું, કે ભાઈ, અહીં રહેવા અથવા જવા વિષે આટલું કષ્ટ મનમાં લાવતા નહિ. આમાં તો બંને બાજુએ લાભ છે; જાય તોએ લાભ અને રહે તો પણ લાભ. છતાંએ ઈચ્છા તો એવી, કે હજુયે થોડા દિવસ તીર્થવાસ કરી, નામસંકીર્તન સાંભળી ચરિતાર્થ થાય. કશી ચિંતા નથી, કૃષ્ણ અવશ્ય જ પ્રાર્થના પૂર્ણ કરશે. કૃષ્ણલાલનો પત્ર અને તમારો તાર વાંચ્યા પછી

મન બહુ જ મુંઝાઈ ગયું છે; હું જાણતો નથી, કે કૃષ્ણ આ મુંઝવણ દૂર કરશે કે નહિ. તેઓ ઇચ્છામય છે, બધુંએ તેમની ઇચ્છાથી આવે છે અને જાય છે. કશી ચિંતા નથી. ભાઈરે, જેઓએ કૃષ્ણપાદપદ્મનો આશ્રય કર્યો છે તેઓને વળી જવા આવવાનો ભય તે શાનો હોય વારુ? તેઓને એક પછી એક, એમ ક્રમવાર સારાં ઘરમાં રહેવાને મળશે. તેઓ તો પાછા મરવાના જ નથી. કૃષ્ણના શ્રીમુખનું દૃઢવાક્ય છે, કે "**कौन्तेय प्रतिजानीहि न मे भक्त : प्रणश्यति**"। તેમનો કોઈ પણ ભક્ત મરતો જ નથી. એક ઘર ભાંગ્યા પછી જેઓને ઘર મળતું નથી અથવા નીચ ઘર મળે છે તેઓ જ તો મરે છે; અને જેઓને ઉત્તરોત્તર સારાં ઘરો મળે છે, સારાં પાડોશીઓ મળે છે, સારાં સોબતીઓ મળે છે તેઓ વળી મરેલાં તે ક્યાંથી કહેવાય? એક વાર માત્ર કૃષ્ણનામ લેવાથી તેઓને પાછો કદિ પણ અસત્–સંગ થતો નથી, જ્યાં જાય છે ત્યાં કૃષ્ણના દાસદાસીઓના સહવાસનું સુખ અનુભવ કરી સદા આનન્દમાં વાસ કરે છે અને ચરિતાર્થ થાય છે. નિત્ય નૂતન અને મહાપુરુષોના સંગનો લાભ મેળવવો તે શું ઇચ્છવા યોગ્ય નથી? તો પછી, ભાઈ, ભય શેનો છે વારુ? કશી ચિંતા કરતા નહિ. તમે લોકો તો કૃષ્ણના દાસ છો, તમારા લોકોનાં સુકાયલાં મોઢાં જોઈને કૃષ્ણ બહુ જ દુઃખ પામે છે. માટે કહું છું કે ભાઈ, સદા આનંદમાં રહી તમારા પ્રાણના ધનને સુખી રાખો. ભાઈરે, દૂંકી

નજરવાળા લોકો જ વ્રજલીલા પછી માથુર (મથુરાલીલા) જુએ છે; પરંતુ જેઓ વ્રજના છે તેઓ તો પૂર્ણાનંદમયી વ્રજલીલા જ નિરંતર જુએ છે. તેઓ માથુરલીલા જાણતા જ નથી, કદિ પણ તેઓ વિરહ સહ્ય કરતા નથી, સદાએ મહારાસમાં ઉન્મત્ત થઇ રહી તેઓ પોતાને ભૂલી જાય છે. માટે કહું છું, કે ભાઈ, મિથ્યા માથુરલીલાનો વિચાર કરી પશ્ચાત્તાપમાં બળતા નહિ. કૃષ્ણ પ્રેમમય છે, કૃષ્ણનું રાજ્ય પ્રેમમય છે, કૃષ્ણનાં દાસદાસીઓ સદાએ પ્રેમપૂર્ણ છે. તે સ્થાનમાં તો પ્રેમની લીલા, પ્રેમનો ખેલ છે. પ્રેમ વિના તે સ્થાનમાં બીજી કોઇ પણ વસ્તુ વેચાતી નથી. તે સ્થાનમાં પ્રેમ જ ખાદ્ય છે, પ્રેમ જ પોષાક છે, પ્રેમનાં જ આભૂષણોથી ભૂષિત થવાનું હોય છે. તે સ્થાનમાં પ્રભેદ પણ પ્રેમનો જ હોય છે—તે તો માત્ર પૃથક્ પૃથક્ જાતની પ્રેમક્રીડાના સૂચન માટે જ. તે રાજ્યમાં સર્વે પોતપોતાના ભાવમાં અને પ્રેમમાં પૂર્ણ હોય છે, કોઇએ પોતાના ભાવમાં ન્યૂનતાવાળા હોતા નથી. તે બગીચાના તરેહ તરેહનાં વૃક્ષોનાં રંગબેરંગી ફૂલો પણ પોતાની પૃથક્ પૃથક્ સુગંધથી બગીચાની શોભામાં વૃદ્ધિ કરે છે. જ્યારે તે રાજ્યના રાજા અને રાણી પ્રત્યેક તૃણ પર્યંત સર્વેનો આદર કરે છે ત્યારે ત્યાં પ્રભેદ તે વળી ક્યાંથી હોય? સર્વે જ સમાન, સર્વે જ કૃષ્ણને સમાનભાવે સુખ આપે છે. માટે કહું છું, કે કશી ચિંતા નથી, કશો ભય નથી. આગળ વધતા રહો, નવીન નવીન જોતા રહો અને

નવીન ખેલ ખેલતા રહો; જેઓ ખેલવા જાય છે, ખેલવા આવે છે તેઓ વળી ભય શા વાસ્તે કરે વારુ ? તેઓ તો સ્વતંત્ર હોય છે, પોતાની ઇચ્છાને વશ હોય છે; તેઓ તો સુખ મળતાંવેંતજ આવજા કરે છે. રોજને રોજ શું એક જાતનો ખેલ સારો લાગે વારુ ? તેથી કરીને જ કૃષ્ણભક્તગણ મુક્તિની પ્રાર્થના કરતા નથી. મુક્તિ તો કંટાળો આવે તેવો એક જ તરેહનો ખેલ છે અને તે ખેલ કૃષ્ણભક્તગણ ખેલવાને ચાહતા નથી. તેઓ તો ક્ષણે ક્ષણે નવીન અનુરાગે નવીન ખેલ ખેલવા ચાહે છે અને ખેલે છે. ભાઈ, તમારા લોકોને તો કોઈ પણ ભય નથી; નાવમાં ચડયા છો તો થોડું કષ્ટ સહન કરી રહો, થોડા સમયમાં જ તે પ્રેમરાજ્યમાં જઈ પહોંચશો અને પ્રેમના મેળામાં તમારા આત્માનું અસ્તિત્વ ભૂલી જશો. જોજો ભાઈ, ત્યાં પહોંચી આ અધમને વચ્ચે વચ્ચે યાદ કરવાનું ભૂલતા નહિ. હું તે નાવમાં ચડવાને યોગ્ય નથી અને તેથી જ તમારા લોકનાં મુખ પ્રતિ તાકીને રહ્યો છું. તે નાવ તો મારા જેવાના પવનથી ડૂબી જાય. ભાઈ રે, એક ગાયન યાદ આવ્યાથી બહુ જ વ્યાકુલ થયો છું અને તેથી તમને તે લખું છું. તમે જોશો કે તેમાંની વાત સત્ય છે કે નહિ.

" મારી આ મનગમતી નાવ,
પ્રેમિક વિણ અન્ય કો'ને લઈ ન જાઉં રે—મારી.
જે જન પ્રેમ ન જાણે. મનાઇ તેને ચડવાની નાવ,
એવા જનના જરિક ભારથી ડૂબશે મારી નાવ— મારી.

## પાગલ હરનાથ

જુઓ વિચારી અંતરમાં મારી આ વાત,
ભલેને આવો નાવમાં હોય પ્રેમિક જાત—મારી.
હોય જો પ્રેમ-પસારો જે જન સંગે,
અતિ ત્વરાએ તેને પાર લઇ જાઉં ઉમંગે—મારી.
પ્રેમ તુફાને નાવ તો ચાલશે,
પ્રેમિક દેખી પાર પહોંચાડશે.
તુફાની તરંગો દેખી જે જન ભય ના કરે,
નિશ્ચય લઇ જાઉં તેવા જનને પરપારે".—મારી.

બહુ જ સુંદર વાત ! જેવી સુંદર તેવી જ સત્ય. તેથી જ ભાઇ, ભય રહે છે, કે રખેને મારા સ્પર્શથી નાવ ડૂબી જાય. તમે લોકો દયા કરી મને લઇ જાઓ, મારી પોતાની પાસે તો વાટખર્ચીમાં કાંઇ પણ નથી, તમે લોકો જ દયા કરી મને લઇ જાઓ. એક દિવસ વાટખર્ચી મેળવવાનો ઉપાય પણ હતો—ઇચ્છા પણ હતી, પરંતુ "દુર્દૈવરૂપી તુફાની પવનના ઝટકાથી મેઘ અન્યત્ર ખસડાઇ ગયો." મેઘ ચડી આવ્યો અને મારા દુર્દૈવે કરી અદૃશ્ય પણ થયો અને લાભમાં માત્ર પ્રાણ ગુમાવ્યો. મારું તો "જોયું ન હોત તો સારૂં થાત," એવું થયું છે. ગમે તેમ હો, પણ તમે લોકો સુખમાં છો એમ સાંભળી મારૂં સકલ દુઃખ જતું રહેશે અને હું મહાસુખમાં રહીશ. સર્વે પોતપોતાનાં દુઃખનો બોજો મારે માથે ચડાવી, ભાંગીતૂટી નૌકાની સાહાય્યથી, હસતાં ખેલતાં પરપારે પહોંચી જાઓ—હું તે દેખી સુખી થાઉં.

**તમારો પાગલ મોટો ભાઇ**

હર

## પત્રાંક ૩૩

**પ્રાણપ્રિય અટલ !–( શ્રી અટલ બિહારી નન્દી )**

ભાઈ, તમારો પત્ર અને ખાનબહાદુરનો પત્ર વાંચી મનમાં અનેક કાંઈ વિચારો આવ્યા. ભાઈ, મારો ખેલ ખલાસ થયો છે. હવે હું પ્રભુનો એક પેન્શનર (Pensioner) છું, હવે મારી વાત અને શિફારસ ચાલે તેમ નથી. તો જો પૂછશો કે તે છતાંએ શા વાસ્તે લોકો મારી પાસે આવે છે તો તેનું કારણ શું તે સાંભળવા ચાહો છો? પૂર્વે જ્યારે હું તેમની નોકરીમાં હતો ત્યારે હું તેમના અતીવ પ્રિયપાત્રોના દલમાંનો એક હતો; તે સમયની વાતનું સ્મરણ કરીને લોકો હજીએ ધારે છે કે હું તેવોને તેવો જ રહ્યો છું. જો કે પ્રભુ તો હજીએ મારા પ્રતિ સમાન દયાભાવવાળા છે છતાંએ મને હવે તેમના અંતઃસ્થ કારભારમાં કાંઈ લેવાદેવા નથી અને તેથી હું પોતે જ દૂરનો દૂર રહું છું. ગમે તેમ હોય, ભાઈ. પણ એ વિષે કશી ચિંતા નથી. છતાંએ પેન્શન લઈ વધુ દિવસ રહેવાની ઇચ્છા નથી. ક્રમેક્રમે મન નિસ્તેજ થતું જાય છે અને પ્રાણ આનંદશૂન્ય થતો જાય છે. આ પૃથ્વી એક દિવસ ઇન્દ્રના નન્દનકાનન કરતાં પણ સુન્દર લાગતી હતી પણ આજકાલ હવે તે માધુર્ય તેમાં જોવા

મળતું નથી. આ કાંઈ પૃથ્વીનો દોષ નથી; મારી વૃદ્ધ વયની નજરને લીધે અને મનની અવસ્થાના દોષે કરી આ પ્રમાણે જણાય છે. પૃથ્વી પ્રભુની છે; તે સમયે જેવી હતી તેવી જ હમણાં પણ છે. પરિવર્તન થયું છે કેવલ મારામાં જ. ગમે તેમ હોય, ભાઈ, પણ મારે માટે દુઃખિત થતા નહિ. આજ કેટલાક દિવસ થયાં બહુ જ સંતપ્ત થાઉં છું, ચોતરફ શૂન્ય જોઉં છું; ધાન્યથી પરિપૂર્ણ લોકોનાં હરિયાળાં ખેતરો જોઈને જ્યારે મારા ખેતરમાં કચરા સિવાય અન્ય કાંઈ નજરે પડતું નથી ત્યારે દુઃખિત થવાય છે. ઘર તો જંગલ જેવું થઈ પડવાથી નાના ભયાનક પ્રાણીઓને રહેવા યોગ્ય થઈ પડયું છે. ખરેખરે જ ભાઈ, હું તો પૂર્ણ ઠગાયો છું. હવે સમય રહ્યો નથી; હવે તો સંબલમાં તમારા લોકોની દયા સિવાય મારૂં પોતાનું કહી શકું એવું બીજું કાંઈએ નથી. મેં સર્વસ્વ ગુમાવ્યું છે, હવે તો રસ્તાનો ભિખારી બન્યો છું. ભાઈરે, એક વાર સ્વામીનો પૂર્ણ આદર મેળવ્યા પછી તિરસ્કાર ભોગવવો પડે તે ખરેખર જ ભયાનક કષ્ટકર હોય છે. તે સમયે એમ ધાર્યું હતું, કે દિવસો એ પ્રમાણે જ ચાલ્યા જશે અને તેથી કરીને ભવિષ્યને માટે એક પૈસો પણ રાખ્યો નહિ. હવે તેનું ફલ ભોગવવાને ભય કરવો તે કેમ ચાલે ભાઈ? મારા સ્વામી હજીએ મને તેવા જ ચાહે છે પરંતુ મારા હાલના સાથીઓ પોતપોતાના સામાન્ય સ્વાર્થને ખાતર મને તેમની પાસે જવા દેતા નથી. તેમને વિષે

બહુવિધ વાતો કહી મને ઠગે છે. ભાઇ, મને આશ્ચર્ય લાગે છે, જાણું છું કે હું ઠગાઉં છું, પરંતુ કોણ જાણે શી માયા છે કે કોઇ પણ પ્રકારે હું મારું પોતાનું કષ્ટ સમજી શકતો નથી તેમ જ કોઇ પણ રીતે પાછળ હઠી શકતો નથી. માટે કહું છું, કે ભાઇ, મને લાગે છે કે મારો ખેલ હવે ખલાસ થયો છે. હવે તમને માત્ર આ એક જ વાત કહી રાખું છું, કે જવાને સમયે મને મારા સ્વામીની વાતોનું તથા તેમના પ્રેમનું સ્મરણ કરાવજો. મને આશા છે, કે રડીકકળીને તેમની પાસે મારા પોતાના દોષનો સ્વીકાર કર્યાથી તેઓ દયા કરી મારો પૂર્વ કરતાં પણ અધિક આદર કરશે. તેઓ જેવા પ્રેમમય છે તેવા જ દયામય પણ છે. ભાઇરે, તેમની દયાની વાત યાદ આવતાં વધુવાર સ્વસ્થ રહી શકાતું નથી. જેઓ પવિત્ર છે તેઓના આદર અને જતનને માટે અને માર્ગ દેખાડવાને માટે અન્યને નિયુક્ત કરે છે, પરંતુ પાપી, તાપી અને પતિતોને માટે તો તેઓ સ્વયમ્ આવે છે. ભાઇરે, પતિતોનો જેટલો આદર તેમની નિકટ છે તેટલો આદર બીજે કોઇ પણ ઠેકાણે મેળવવાની આશા રાખી શકાય નહિ. ગમે તેમ હોય, ભાઇ, પણ મારા જીવનનું પૂર્ણ વિરામ (Full stop) નિકટ જ આવી પહોંચ્યું છે એમ મને લાગે છે પણ એને માટે દુઃખિત થતા નહિ. ભાઈ, કાર્ય પૂર્ણ થયે જો કોઇ વિશ્રાંતિ લેવા જાય તો તેમાં તેનાં નિજજન કોઇ પણ પ્રકારે કદિ દુઃખિત થાય ખરાં

કે? માટે કહું છું, કે ભાઈ, મનમાં કાંઇ પણ દુઃખ લાવતા નહિ. હવે મારું કામ પૂર્ણ થયું છે, તેમનો હુકમ મળેથી વિશ્રાંતિ લેવા જાઉં તો તેમાં મને દુઃખ તે શા વાસ્તે લાગે? મને લાગે છે, કે આ વાત તમને રૂચિકર લાગતી નથી તો હું પણ વધુ કાંઇ કહેતો નથી. હવે મને તમારા લોકોના પાલન કરવા યોગ્ય લોકોમાંનો એક ગણી મારી ઉપર દયા કરજો. શારીને કહેજો કે પાગલનું પાગલપણું પાછું વધ્યું છે અને તે પાગલની વાતમાં વિશ્વાસ કરે નહિ. પાગલી (શ્રી ઠાકુરજીનાં પત્ની) સારી પેઠે છે, પણ હાલમાં તે પણ આનંદમાં નથી. હાલમાં તો શાન્તિનું સ્થાન કલહે લીધું છે. મીઠી વસ્તુ જીભથી દૂર જ રાખવી ઉચિત છે; જીભના સ્પર્શમાત્રથી એક ક્ષણમાં તેની મીઠાશનો લોપ થઇ ઊલટો ઝાડાનો વ્યાધિ ઉત્પન્ન કરી આપે. તૃષ્ણાની શાંતિ થવા કરતાં મને લાગે છે, કે તૃષ્ણાની વૃદ્ધિ થવામાં જ વધુ આનંદ છે. તીર્થદર્શન કરતાં તીર્થપ્રયાણ જ વધુ મધુર હોય છે. રાજા થવા કરતાં રાજાના વૈભવનાં દર્શન કરી સુખી થવું, મને લાગે છે, કે વધુ આનંદદાયક છે. ગમે તેમ હોય ભાઇ, પણ હું કૃષ્ણનામ ભૂલી ગયો છું તેથી કરીને તમે લોકો મધુર કૃષ્ણનામ ભૂલતા નહિ. તમે રાજા થાઓ અને મને પથ ખરચ યોગ્ય કાંઇ આપો અને શારીને પણ આપવા કહો. મારા હિસાબમાં તો હાલમાં ઉધાર બોલે છે. આ પણ વળી એક નવીન મજા છે. ઠીક ચાલે છે, કશી ચિંતા નથી. મારે વિષે તમે લોકો ચિંતા

કરતા નહિ, હું ઠીક આનંદમાં છું. ચિરદિન માટીને પકડી રહેવા કરતાં વચ્ચે વચ્ચે અન્તરીક્ષમાં ચાલી જવું તે શું એક નવીન આનંદ નથી કે? તેથી હવે હું અન્તરીક્ષમાં ચાલતો થાઉં છું.

તમારા લોકોનો

ર

## પત્રાંક ૩૪

**શ્રી હારાણચંદ્ર સેન!**

ભાઈરે, રાજાની સાથે રાજાનો મેળ ઠીક મળે, પ્રજાનો પ્રજાની સાથે મેળ મળે, સાધુ સંગે સાધુનો મેળ મળે, અને તે પ્રમાણે મારા જેવા પાપી સાથે તમારો મેળ ઠીક મળે છે. લુટારા સમક્ષ એક સાધારણ ચોરને પોતાની ગુપ્ત વાત કહેવામાં વળી ભય ને લાજ કેવાં? આવો, એક વાર આપણે પરસ્પર આલિંગન કરી ખુલ્લા દિલથી બેચાર મનની વાતો કરીએ. ચોર પોતાના દિલની વાતો બીજાની સમક્ષ પ્રકાશ કરી શકતો નથી તેથી તે અનેક યાતના ભોગ કરે છે પણ જ્યારે ભાગ્યવશાત્ તેને બીજો કોઈ એક ચોર મળે છે ત્યારે તે છુટકારાનો દમ ખેંચે છે. આજે મારી અવસ્થા પણ ઠીક તેવી જ થઈ છે. ચોરચોરમાં ભાઈ-ચારાનો સંબંધ ચિરકાલથી ચાલ્યો આવે છે. મને તમે તમારા પત્રમાં લખ્યા પ્રમાણે લખી શા માટે લજ્જિત કર્યો છે? મારી અવસ્થા તો તમારા કરતાંએ વધુ શોચનીય છે. ખરેખર જ એક દિવસ હું સ્વામીસોહાગિની હતો; પરંતુ દલાલોની મોહજાળમાં ફસાઇ પડી જ્યારથી હું અન્ય પતિ પ્રતિ વિશ્વાસ રાખવા લાગ્યો કે તરત જ મારા નિજ પતિનાં પણ આદર અને જતન ગુમાવી બેઠો છું. હવે તો રસ્તાનો

ભિખારી થઈ, "હાય, આ તે મેં શું કર્યું, હાય, આ તે શું થયું" એમ બોલતો બોલતો ભટકું છું અને પૂર્વનાં આદર અને જતનનું સ્મરણ કરી જીવતાં છતાં મર્યા જેવો થઈ રહ્યો છું. મારા જેવો હતભાગી બીજો કોઈએ નથી. હું ઠોકર ખાઈને શીખ્યો છું; ભોગવેલું કારવેલું જોઈને અનુભવી બન્યો છું. તેથી કરીને જ મારૂં વાકય શાસ્ત્રના વાકય કરતાં વધુ પ્રમાણવાળું અને ખંડન નહિ થઇ શકે એવું ગણી, ભયાનક યાતના અતિ કષ્ટે ભોગવતાં છતાંએ કોઇએ કદિ પણ દલાલોની મોહજાળમાં ફસી પડી નિજ પતિને છોડવા નહિ. જેને પ્રાણ સોંપ્યો છે તેના જ થઇને રહો. બે દિનનું કષ્ટ જેમ તેમ કરી પસાર થઈ જશે, અને ત્યાર પછી સ્વામીસોહાગિની અને સ્વામીની આદરિણી થઇ પરમ સુખમાં સમય કાઢશો; નહિ તો મારી માફક રસ્તાની ભિખારણ થવાનું થશે ને થશે જ. ખરેખર જ હું જ્યારે પતિવ્રતા હતી ત્યારે જેને જે કાંઇ પણ મેં કહ્યું, જે કાંઇ પણ મેં ધાર્યું, તે સર્વેએ કલ્પવૃક્ષ પ્રમાણે ફલો આપ્યાં છે. આજે હવે તે દહાડો નથી. જ્યારે રૂપ હતું ત્યારે મેં તે રૂપની મર્યાદાની સંભાળ રાખી નહિ અને તેથી જ આજે મારી આ દશા થઇ છે. હવે હું વ્યભિચારિણીની વાત તે વળી કોણ સાંભળે ? રડયાથીએ કોઈ નજર સરખુંએ કરતું નથી. આજકાલ હવે મારું કાંઈએ નથી; હુંજ બીજાનો ઓશિયાળો થયો છું. આજકાલ દયા કરી મને ક્ષમા કરજો. મને પતિત ગણી મારી ઘૃણા ન કરતા

મારા કાર્યોની ઘૃણા કરજો અને મારી ઉપર દયા રાખજો. હું પતિત; મારો ઉદ્ધાર કરવાનો ઉપાય હોય તો તે કરો અને આપ લોકોના સહવાસથી પવિત્ર થઈ શકું તેને માટે મને તમારો સાથી કરો; પરંતુ જ્યાં સુધી પ્રાણ હોય ત્યાં સુધી મારાં કાર્યોને તમારાં સાથી કરતા નહિ. પાપને ધિક્કારજો, પરંતુ પાપીને ન ધિક્કારતાં ઊલટી તેના પ્રતિ દયા રાખજો. જે સમયે સર્વસ્વ કાંઈ મારૂં હતું તે સમયે હું એક રાજરાજેશ્વરી સમાન હતો; તે સમયે જેણે જે કાંઇ પણ મારી પાસે ચાહ્યું હતું તે તેને કાંઇ પણ વિચાર કર્યા વગર આપ્યું છે; તે સમયે મારે કોઈ પણ વસ્તુનો અભાવ હતો નહિ; કિંતુ આજે હું રસ્તાનો ભિખારી થઇ પડયો છું; તેથી કરીને હું બધાંની ઇચ્છા પૂર્ણ કરી શકયો નથી. મને ક્ષમા કરજો. પૂર્વે મારી સ્થિતિ આવી કાં હતી તેનાં એએક કારણો કહું છું. તમે લોકો પણ તે પ્રમાણે કર્યાથી સ્વામીસોહાગિની થઈ શકશો એ આશામાં જ કહું છું. મારું ધારવું છે કે એકસો સંતપુરુષો(Prophets)ની એકમુખે કરેલી કોઇ પણ વાતમાં જેટલી શક્તિ રહી છે તેના કરતાં સોગણી વધારે અસરકારક અને ઉપકાર કરનારી એક પાપી માણસની પોતે મોઢે કરેલી પોતાની કહાણીની વાત હોય છે. તેથી કરીને આજે હું મારી પોતાની ઉન્નતિ અને મારા પતનની વાત મુકત કંઠે સર્વ સમક્ષ કહું છું. પાપીની પોતાના મુખે કહેલી વાત જાણી સર્વે સાવધાન થાય એ જ માત્ર પ્રાર્થના છે. મારા જીવનની પ્રથમ અવસ્થામાં શા

કારણથી મને કૃષ્ણનામમાં બહુ લાલસા થઇ અને મેં નાવિક વગર મહાસમુદ્રમાં ઝંપલાવ્યું તે હું જાણતો નથી. સામાન્ય સામાન્ય અડચણો આવી પ્રથમ તો મને પાછો વાળવાને પ્રયત્નો કરવા લાગી. પરંતુ તેથી કરીને મારું પાછળ હટવાનું તો દૂર રહ્યું, પણ ઊલટો હું દ્વિગુણ ઉત્સાહથી આગળ વધવા લાગ્યો. ક્રમે ક્રમે મોટી મોટી અડચણો અને વિપત્તિઓ મારાં સાહાય્ય અને મહા સંપત્તિરૂપ થઈ પડયાં છે એમ મનમાં થવા લાગ્યું. તે સમયે પ્રાણપતિને ન જાણતાં, ન ઓળખતાં, પ્રેમ કરવા લાગ્યો. પ્રેમના આ નવાંકુરમાં હું પૃથ્વીની સમસ્ત વસ્તુઓને મારા પ્રાણપતિની જાણી પ્રેમ કરવા લાગ્યો. સર્પ, વાઘ, મત્ત હાથી બધાંયે મારા પ્રાણપ્રિયનું ધન છે એમ સમજતો હતો અને તેઓને પ્રેમ કરતો હતો અને તેના બદલામાં તેઓનો પ્રેમ હું મેળવતો હતો. તે સમયે હું જીવિત હતો કે મરેલો હતો તે કશુંએ હું સમજી શકતો નહોતો. તે સમયે મેં ખાધા વગર, સૂતા વગર, ઐહિક સકલ સુખની ઇચ્છા અને આશા ત્યાગ કરી જે અપાર આનન્દ મેળવ્યો છે તેનો એક કોટી અંશોમાંનો એક અંશ પણ આજે સકલ આનન્દમાં ડૂબ્યા રહ્યા છતાંએ મળતો નથી. પરપતિમાં આસકત થયેલી મૂર્ખ સ્ત્રીઓ જેમ દિનરાત પોતાના જારના સહવાસની મિથ્યા લાલસામાં ગૃહ અને કુલને જલાંજલિ આપી ઘરની બહાર પડે છે અને બે જ દિવસમાં તો સામાન્ય સુખને બદલે અનહદ દુઃખમાં પડે છે, તેમ મારી અવસ્થા પણ તેવી જ થઈ

પડી છે. હવે રસ્તામાં ઊભો રહીને કુલવતી સ્ત્રીઓને સાવધાન કરું છું, કે જેથી કરીને તેઓ મારી માફક ઠગાય નહિ અને સુખમાં અથવા દુઃખમાં સ્વામીનો ત્યાગ કરે નહિ. આ પથમાં ઠગનારા દલાલો કોણ કોણ છે તે પણ કહી દઉં છું. જેઓ સ્વામીનો સોહાગ ચાહે છે, પ્રેમ ચાહે છે અને સ્વામીના સુખમાં સુખી થવા ચાહે છે તેઓએ બીજાને મોઢે બીજાના સ્વામીનું ગુણકીર્તન સાંભળવું નહિ. જે સ્ત્રીઓનું અલંકારો તરફ વલણ હોય છે તેઓનો સહવાસ કરવો નહિ. જેઓ સ્વામીની સેવાની દરકાર નહિ કરતાં કેવલ માત્ર રતિસુખની લાલસામાં મચી રહે છે તેઓની છાયા પર્યંત સ્પર્શ કરવી નહિ. જેઓ કઠોર અને પુરુષના સ્વભાવવાળી હોય છે તેઓનું મુખ પર્યંત પણ જોવું નહિ. જે સ્થાનમાં પોતાના સ્વામીની નિન્દા થાય તે સ્થાનમાં ભૂલેચૂકે પણ પગ મૂકવો નહિ. જેઓ સ્વામીનું મન જાણ્યા વગર પોતાના રૂપ અને યૌવનના મદમાં ઉન્મત્ત રહે છે તેઓ સમીપ જવું નહિ. જેઓ સ્વામીનો પ્રેમ માગવાને બદલે સંસારની તુચ્છ વસ્તુઓ માટે સ્વામી પાસે હમેશાં જ આની તેની માગણી કરે છે તેઓને પગલે ચાલવું નહિ. અને જેઓ એકત્ર થઇ પરસ્પરના સ્વામીની વાત કાઢી તેની વિચારણા કરે છે તે ટોળામાં કોઇ પણ પ્રકારે સામેલ થવું નહિ. આ સમસ્તનો ત્યાગ કરી આ પથમાં જેઓ સહાય છે તેઓનો સદા સંગ કર્યાથી જ દિનપ્રતિદિન સ્નેહની વૃદ્ધિ થઇ પ્રેમ થશે અને પ્રેમ થતાં

વેંત જ પ્રેમના ધન કૃષ્ણચંદ્ર પ્રાપ્ત થશે. આ પંથના સોબતીઓ કોણ છે તેઓને પણ હું જાણતો હતો પણ હાલમાં હું તેઓને ખોઈ બેઠો છું. તો પણ તેઓનાં નામો જાણું છું માટે તે આપું છું અને તે ધ્યાનમાં રાખ્યાથી ફાયદો જ થશે. મુખ્યમાં મુખ્ય, પ્રેમિક જન; તેઓના સંગની સદા અભિલાષા રાખવી તે સર્વેનું કર્ત્તવ્ય છે. તેઓ જો દયા કરે તો પથ્થરમાં પણ પ્રેમ જન્માવી શકે. દ્વિતીય, તમારા જેવા સ્વામી–સોહાગિની અને સ્વામિ–પ્રેમોન્મત્તા લોકો. તેઓની જાતિનો વિચાર ન કરતાં તેઓનો સહવાસ કરવાને કદિ ભૂલતા નહિ. જે સ્થાનમાં નિજ સ્વામીનાં યશોકીર્ત્તન અને ગુણગાન થતાં હોય તે સ્થાનમાં, આહાર નિદ્રાનો ત્યાગ કરી, વાસ કરવો જોઇએ; અને જ્યાં સુધી આ પ્રેમ ગાઢ ન થાય ત્યાં સુધી પરસંગ ન કરવો એ સર્વતોભાવે કર્ત્તવ્ય છે. સદાએ સ્વામીના નામનું સ્મરણ, કીર્ત્તન અને શ્રવણ કરવું જોઇએ. જગત્‌ને માટે અથવા તમારે માટે આ ક્ષણભંગુર જગતની કોઇ પણ વસ્તુને પ્રેમ કરતા નહિ. સર્વે જીવો ઉપર સમભાવે દયા રાખવી જોઇએ; અને અનન્ય ચિત્તે પોતાના સ્વામી વિષે અનુરાગિણી થવું જોઇએ. સોળ આના પ્રાણ આપ્યા વગર કાંઈ પ્રેમ થતો નથી. એક ગાયનમાં તે જ પ્રમાણે લખ્યું છે, "પ્રેમ ચાહે સોળ આના પ્રાણ;" અને પ્રેમ થયા વગર પ્રેમના હરિ મળતા નથી. સર્વ કરતાં શ્રેષ્ઠ અને પ્રથમ ઉપાય તે નામ છે, અને તેનું ગોપન અને ઉચ્ચસ્વરે સંકીર્ત્તન તે પ્રેમની નિસરણી છે. સર્વ

વિષય ભૂલી નામ કર્યાથી કૃષ્ણ નિશ્ચય દયા કરે છે. આ વાત તો મારા પોતાના જીવનમાં તપાસી જોયેલો વિષય છે. એક દિન હું કેવો હતો તેનો હવે વિચાર કરતાંએ ખ્યાલ આવતો નથી. આના જોરથી હું એક દિવસ મરતાં મરતાં બચ્યો છું. ભયંકર અને અસાધ્ય ક્ષય રોગમાંથી વિના ઔષધે અને વિના યત્ને રક્ષણ મેળવ્યું છે, ભયાનક ઝેરી સર્પદંશ થવા છતાંએ મર્યો નહિ, વાઘ સાથે મેળાપ થવા છતાંયે મર્યો નહિ. તે સમયે હું કૃષ્ણસોહાગિની હતો તેથી કરીને કૃષ્ણના સકલ જીવો પણ મને બંધુ ગણી મારા ઉપર પ્રેમ રાખતા હતા. અને તે જ જોરે હજી પણ હું ટકી રહ્યો છું. એક દિવસે વૃક્ષોએ અને પર્વતોએ મારી સાથે વાતચીત કરી છે. આજે હું તેનો તે જ, પણ મારી આ અવસ્થા. હવે મારૂં એ જ માત્ર નિવેદન છે કે તમો સર્વે મને જોઇને શિખામણ લો અને સાવધાન થાઓ. મારૂં પૂર્વ જીવન યાદ આવતાં વ્યાકુળ થઈ બધું યે ભૂલી ગયો છું તેથી કરીને વધુ લખાયું નથી. તો પણ પાછો એક વાર કહું છું, કે મને જોઇને તમે લોકો સાવધાન થાઓ. નામ ભૂલતા નહિ; જો કૃષ્ણને મેળવવા ચાહતા હો તો તેમના નામને મન અને પ્રાણથી પોતાનું ધન કરવા ભૂલતા નહિ. એકાંતવાસ પસંદ કરજો; કાયા, મન, અને વાણીથી પરોપકાર કરવાનો પ્રયત્ન કરજો. ખરાબ કાર્ય કરતાં ખરાબ વિચાર અધિક ખરાબ છે એ ધ્યાનમાં રાખજો. પોતાના શત્રુના કલ્યાણનો વિચાર કરજો. ક્ષુદ્ર લાભમાં તૃપ્ત થજો. અસત્

ઉપાયદ્વારા અર્થલાભ કરવાનો પ્રયત્ન કરતા નહિ. સ્વોપાર્જિત ધનનો થોડોક પણ ભાગ સત્કાર્યમાં લગાડજો. અર્થસંચય કરવામાં મનુષ્યત્વ સમાયલું નથી; અર્થનો યોગ્ય વ્યવહાર કરવો એ જ ખરું મનુષ્યત્વ છે એમ સમજજો. પાર્થિવ સુખ અને આરામને વિષે લાલાયિત થતા નહિ. માબાપને આ પૃથ્વીના દેવતા ગણી તેઓની સેવા કરજો. જગતની સ્ત્રીમાત્રને રાજવંશીય જાતની ગણજો; સ્ત્રીને કદિ પણ સામાન્ય ગણી ઠગાતા નહિ. પાપીના પ્રતિ દયા રાખજો.

દયાનો ભિખારી

હર

## પત્રાંક ૩૫

## મારાં સ્નેહમયી મા !–શ્રીવૃંદાવનવાસિની શ્રીશ્રીગોપાલવિગ્રહની સેવિકા)

આજે પત્ર મળ્યો; ગઈ કાલે રાબવની ઝોળી મળી. મા. તમારો આટલો સ્નેહ મેળવવાને હું શું યોગ્ય છું ? એ વિચાર આવ્યાથી કાલે પાર્સલ મળતાં જ મને રડવું આવ્યું. મા, બધી વસ્તુઓ તમારા સ્નેહથી પરિપૂર્ણ લાગે છે, બધી વસ્તુઓના સુવાસથી પ્રાણ અને મન આકુલ થઈ પડે છે. અત્રે બધાંએ આ વસ્તુઓ જોઇને અને ખાઇને કેટલાં આનન્દિત થયાં તે પત્રમાં શું લખી જણાવું. મા? લીચી, કેરી, બધું એ સારી રીતે પહોંચ્યું છે, કોઈ પણ વસ્તુ ખરાબ થઈ નથી. હેં મા, હું તો તમારી પાસે જ છું, રોજ રોજ તો તમે મને ખવાડો છો તો પછી વળી પાછું શા વાસ્તે મોકલો છો? મા, આ હતભાગાને આટલાં આદર અને જતન શા વાસ્તે કરો છો તે હું સમજી શકતો નથી. જે સંતાન માને કષ્ટ સિવાય કદિ પણ સુખ આપતો નથી તેને વિષે આટલાં આદર જતન શા વાસ્તે મા? "મનોહરા" (એક પ્રકારની મીઠાઇ) ખરેખર જ મનોહરા થયાં છે. "ચંદ્રપોળી" (બીજી એક પ્રકારની મીઠાઇ)ની વાત તે વળી શી કરવાની મા!

બધાંએ ઉપર તમારો અપાર સ્નેહ હોવાને લીધે આ વસ્તુઓ અધિક સુન્દર અને સુમિષ્ટ થઈ છે. મા, મીઠાઈ તો મોકલાવી બરી પણ તેની સાથે સાથે તમારા ગોપાલના પગ બાંધવા દોરી પણ મોકલાવી, અને આમ કરીને તમે મને ભય દેખાડવાનું કર્યું છે અને સાથે સાથે લોભ પણ દેખાડવાનું કર્યું છે. મા, ગોપાલને બાંધવાની તમારી દોરી મેં જતનપૂર્વક પેટીમાં રાખી મૂકી છે; વચ્ચે વચ્ચે તે જોતો જઈશ અને મારો દુષ્ટ સ્વભાવ છોડવાનો પ્રયત્ન કરતો રહીશ. તેથી કરીને જ તો, મા, તમારો ગોપાલ આટલો ઠંડો થઈ તમારા ખોળામાં બેસી રહે છે. તેને ભયથી અને પ્રેમથી વશ કર્યો છે. મા. ગોવાળના છોકરાને આટલી સારી સારી વસ્તુઓ ખવડાવી લોભી બનાવતાં નહિ, તેમ કર્યાથી તે એકદમ માથે ચડી બેસશે. ગોવાળનો છોકરો તો કેવલમાત્ર માખણ અને છાના (દૂધ ફાડીને બનાવવામાં આવતું એક ખાદ્ય) મળ્યાથી જ સંતુષ્ટ થાય છે. મા, વૃંદાવન, વૃંદાવન કરી આટલાં ઉતાવળાં શા વાસ્તે થાઓ છો? તમારા લોકોને લઈને જ તો વૃંદાવન છે, તમે લોકો જ્યાં હો ત્યાં જ તો વૃંદાવન. તમે લોકો જ્યાં રહો છો ત્યાં જ વૃંદાવનચંદ્ર રહે છે અને જ્યાં તેઓ હોય છે ત્યાંજ વૃંદાવન પણ હોય છે. મા. મારી પણ ઇચ્છા છે કે વૃંદાવનમાં તમારા ખોળામાં બેસી બીજા બધા સાથે ઝગડો ટંટો કરૂં; અવશ્ય તે ઇચ્છામય ઇચ્છા પૂરણ કરશે જ. મારે માટે આટલી

કાળજી કરતાં નહિ અને મોટીમાને પણ કાળજી કરવા દેતાં નહિ. મા! અહેને તમારા પુત્રની કેકડી કરી તે તમે પણ, મને લાગે છે, કે, યાદ કરી રહ્યાં છો કે શું? તેની વાત સાંભળી ખિજવાતાં નહિ. હું તો તમારો બહુ લાડકવાયો પુત્ર છું મા; મારૂં કોઈએ નથી તેથી તો બધાંએ મને લાડ કરે છે. મા, હું બહુ જ અધમ અને ગરીબ છું તેથી જ તો મા, બધાંએ દયા કરી મારી ઉપર પ્રેમ રાખે છે. આમાં મારો પોતાનો કાંઈ પણ ગુણ છે એમ ધારતાં નહિ. ઊલટું એમાં તો તમારા ગુણનો પરિચય મળે છે. મા, મારી આશા, ભરોસો, બધુંએ તમારા લોકોનાં ચરણ અને પ્રેમ જ છે. હવે આશા થઈ છે કે તમારા લોકોના કૃષ્ણ મારી ઉપર પણ દયા કરશે. મા, તમારા પેલા ગોપરાજને સારી રીતે સમજાવીને કહી દેજો કે મારી ઉપર દયા રાખતાં અચકાય નહિ. તે તો ગોવાળ, તેની બુદ્ધિ ઓછી, જરાક સારી રીતે સમજાવ્યાથી જરૂર સમજી જશે અને મારી ઉપર દયા કરી નાખશે. એકવાર તેની દયા થઈ કે તે પાછી ખોવાવાની નથી. આ તે કાંઈ આ પૃથ્વીની વસ્તુ નથી કે તે આજ છે અને કાલ નથી; આ વસ્તુ એકવાર પ્રાપ્ત થઇ કે પાછી તે કદિ પણ ખોવાતી નથી.

"થયે તેની સંગે યોગ,
કદિ ન થાય વિયોગ,
જીવે ન કો', જદિ થાય વિયોગ."

માટે કહું છું, કે મા, તે ગોવાળ છોકરાને જો એકવાર વશ કરી શકશો તો તેને પાછો ખોઈ બેસવાનું થશે નહિ. છતાંએ વચ્ચે વચ્ચે જે સંતાકુકડીનો ખેલ તે ખેલે છે તે ખેલ તો મા, તમે લોકો પોતે ખેલો છો કરીને તેને પણ ખેલવો પડે છે. તેને ખેલવાનું બહુ ગમે છે અને વિશેષ કરીને સંતાકુકડીનો ખેલ તેને અધિક પ્રિય છે. મા, મને પણ ખેલવામાં સંગી કરવા તેને કહી દોને ! તે તમારા લોકોની વાત વધારે સાંભળે છે. મોટીમાઓને મારો ભક્તિપૂર્ણ પ્રેમ અર્પી નિવેદન કરજો, કે તેઓના લાડકવાયા પૌત્ર ઉપર નજર રાખે. મા, હું આટલો દૂર છું છતાંએ મોટીમાની આંસુથી ભિંજાયલી આંખો હું સદાએ જોઈ શકું છું અને તેઓની સ્નેહથી પરિપૂર્ણ વાતો હું સદાએ સાંભળી શકું છું. તેઓએ તો મને વધારે પાગલ કરી મૂકયો છે. તેઓને કહેજો કે હું તો સદાએ તેઓની પાસે જ છું. મા, આજકાલ મારું રૂપ બહુ વધ્યું છે, તે એટલે સુધી કે, મા, મારું પોતાનું રૂપ જોઈને હું પોતે જ મુગ્ધ થાઉં છું. મને લાગે છે, કે મોટીમાના સ્પર્શગુણથી આ પ્રમાણે થયું છે. સ્પર્શગુણ તો માનવો જ જોઈએ, મા. શ્રીરાધાકુંડમાં સ્નાન કરી કૃષ્ણ કલેવર જ્યારે સુવર્ણ જેવું થઇ ગયું ત્યારે જ તો તેઓ વિદેશિનીરૂપ ધારણ કરી શકયા હતા. સખીઓ તેને લીધે જ તો કૃષ્ણને કહેતા'તા,

## પાગલ હરનાથ

"સ્પર્શ કરો ના શ્યામ,
શ્યામ રંગ
થશે મમ અંગ."

મને પણ આજે તેજ પ્રમાણે લાગે છે. નાનાંબહેનને મારો સ્નેહ આપજો. કાળાની પ્રાપ્તિ થયેથી આટલું દુઃખ શા વાસ્તે? કાળાને મેળવવા માટે કેટલાંએ લોકો સાધન ભજન કરે છે; અને તેઓએ જ્યારે કાળાને મેળવ્યો છે તો પછી દુઃખ શા વાસ્તે? તેઓને કહેજો કે આ વિષે તેઓ દુઃખ કરે નહિ. તેઓને કહેજો કે તેઓનો પૌત્ર પણ કાળો જ છે, મેળ ઠીક મળશે. મથુરામાં તો બાંકાને બાંકા જ મળે છે અને આજે અમારા કાળેકાળાનો મેળ ઠીક મળશે. માટે કહું છું, કે મા, તેઓ દુઃખ કરે નહિ. મારે વિષે કાળજી કરતાં નહિ, છતાંએ મને ભૂલતાં નહિ.

તમારો લાડકવાયો

હર

"પાગલ હરનાથ

અર્થાત્

શ્રીહરનાથજીની અપૂર્વ પત્રાવલી"ના

**દ્વિતીય ખંડમાંના**

**પત્રોની સૂચી**

# પત્રોની સૂચી (ચાલુ)

## "ધી હરનાથ સોસાયટી"ના થોડાક મુખ્ય આશયો:-

(૧) શ્રીઠાકુર શ્રીહરનાથજીના વિશ્વપ્રેમના સિદ્ધાંતનો જનસમાજમાં પ્રચાર કરવો.

(૨) સદાવ્રત, આશ્રમ, *દવાખાનું, ગૌરક્ષા સંસ્થા, વગેરે અન્ય ધાર્મિક તથા સાર્વજનિક સંસ્થાઓ સ્થાપવી.

(૩) દુષ્કાળ, રેલ, ભૂકંપ, રોગચાળા તથા આકસ્માતિક આવી પડેલા દુઃખના પ્રસંગે સહાય આપવી, અને

(૪) ઉપલા આશયો ફળીભૂત કરવા માટે યોગ્ય પગલાં લેવાં.

***"ધી હરનાથ સોસાયટી" તરફથી ચલાવવામાં આવતી સંસ્થા:-**

**"શ્રીકુસુમહરનાથ બે-આના ડિસ્પેન્સરી"**

"પિતળે બિલ્ડિંગ," સી. પી. ટેન્ક,

વિઠ્ઠલભાઈ પટેલ રોડ, મુંબઈ.

શ્રીજગમોહન કલ્યાણદાસના

અન્ય અનુવાદ ગ્રન્થો:—

૧. "શ્રીઠાકુર હરનાથના પત્રો, પોતાનાં પત્ની શ્રીકુસુમકુમારી દેવી પ્રતિ".

૨. "પાગલ હરનાથ અર્થાત્ શ્રીહરનાથજીની અપૂર્વ પત્રાવલી," **પ્રથમ ખંડ.**

જીવનના કોઈપણ પ્રસંગે હૃદયમાં અપૂર્વ શાન્તિનો સંચાર કરી હૃદયવ્યથા શમાવતાં અને માર્ગદર્શક સમાં થઈ પડતાં શ્રીઠાકુર શ્રીહરનાથજી મહારાજનાં નીચેનાં પુસ્તકો અવશ્ય વાંચોઃ—

## ગુજરાતી

૧. "પાગલ હરનાથ અર્થાત્ શ્રીહરનાથજીની
અપૂર્વ પત્રાવલી," પ્રથમ ખંડ ... ... રૂ. ૧-૦-૦

૨. "શ્રીઠાકુર હરનાથના પત્રો, પોતાનાં પત્ની
શ્રીકુસુમકુમારી દેવી પ્રતિ" રૂ. ૦-૧૨-૦

૩. "શ્રીહરનાથ વચનામૃત" ... ... ... રૂ. ૦-૩-૬

૪. "ભક્તિ રસાયન" (શ્રીમધુસૂદન સરસ્વતી કૃત) ... રૂ. ૧-૪-૦

## English

1. "Letters of Pagal Haranath"
(Parts 1 and 2 combined) ... Re. 1-0-0

2. "Upadeshamrita" ... ... ... Re. 1-0-0

3. "Teachings and Sayings of Haranath" ... Rs. 1-4-0

4. "Shree Haranath Lilamritam" ... ... Rs. 1-8-0

5. "Shree Haranath Tattwa" ... ... Rs. 1-8-0

6. "Shree Gauranga Lilamritam" ... ... Re. 1-0-0

## मराठी

१. "श्रीहरनाथ ठाकुर", खंड १ ... ... ... रु. ०-१२-०

२. "श्रीहरनाथ ठाकुर", खंड २ ... ... ... रु. ०-१२-०

## બંગાલી

૧. "પાગલ હરનાથ અર્થાત્ શ્રીહરનાથ ઠાકુરની અપૂર્વ પત્રાવલી"
(ખંડ ૧–૨ સાથે) ... ... રૂ. ૧–૦–૦

૨. "પાગલ હરનાથ અર્થાત્ શ્રીહરનાથ ઠાકુરની અપૂર્વ પત્રાવલી"
(ખંડ ૩) ... ... રૂ. ૧–૦–૦

૩. "પાગલ હરનાથ અર્થાત્ શ્રીહરનાથ ઠાકુરની અપૂર્વ પત્રાવલી"
(ખંડ ૪) ... ... રૂ. ૧–૦–૦

૪. "ઉપદેશામૃત" ... ... ... રૂ. ૧–૦–૦

૫. "શ્રીહરનાથ ચરિતામૃત" ... ... ... રૂ. ૧–૦–૦

૬. "શ્રીહરનાથ ગીતા" ... ... ... રૂ. ૧–૦–૦

૭. "આમાર દેવતા" ... ... ... રૂ. ૦–૮–૦

## ઉડીયા

૮. "ઉપદેશામૃત" ... ... ... રૂ. ૧–૦–૦

પ્રાપ્તિસ્થાનઃ—

"ધી હરનાથ સોસાયટી"

"કૃષ્ણ કુંજ", રીજ રોડ, મલબાર હીલ.

મુંબઈ.

## ધી હરનાથ સોસાયટીનાં વિનામૂલ્યનાં પ્રકાશનો.

### ગુજરાતી

૧. શ્રીઠાકુર શ્રીહરનાથજી (સંક્ષિપ્ત પરિચય)
૨. શ્રીહરનાથ જન્મોત્સવ (રેડીયો કથન)
૩. "પ્રકૃતિનાં વિવિધ સ્વરૂપ" (રેડિયો-વાંચન)
૪. "શ્રીહરનાથજી મહારાજનો અપ્રસિદ્ધ પત્ર" (રેડિયો-વાંચન)
૫. પાગલ હરનાથ—સોનામુખીના સંત (રેડિયો કથન)

### English

6. Krishna Prem and Pagal Haranath (A Radio Talk)

### मराठी

७. "श्रीहरनाथ ठाकुर यांचे अपूर्व पत्र (रेडियो-वांचन)

### ગુજરાતી

૮. જગજ્જનની શ્રીકુસુમકુમારી દેવી (સંક્ષિપ્ત પરિચય), જેમાં સમાયેલાં છે:-
(૧) શ્રીઠાકુરાણી શ્રીકુસુમકુમારી દેવી (આલેખન)
(૨) દયાળુ મા! – હૃદયોદ્ગાર (પ્રવચન)
(૩) જગત્તારિણી શ્રીકુસુમકુમારી દેવી (રેડિયો-કથન)

૯. ગોપીપ્રેમ અને શ્રીકુસુમહરનાથ (રેડિયો કથન)

૧૦. શ્રીપાગલ હરનાથ–એક નારીહૃદયના ઉદ્ગારો (રેડિયો-કથન)

૧૧. પ્રેમ-ભક્તિ અને શ્રીહરનાથજી (રેડિયો-કથન)

H A R A N A T H
A lways Pray To HIM...A
R emember HIM...........R
A lways Think Of HIM...A
N ever Forsake HIM......N
A lways Love HIM.......A
T ake HIS NAME.........T
H A R A N A T H
Regd

"ભોગની વસ્તુને નિકટમાં રાખી
ત્યાગ કરવો તેનું નામજ ત્યાગ
છે. મનમાં ને મનમાં ત્યાગ કરવો
એ અસંપૂર્ણ અને ભ્રાન્તિમૂલક છે".

[illegible]

